


હળપતિ સમાજના સાંસ્કૃતિક દસ્તાવેજના

વારસાને પેઢી દર પેઢી સતત આગળ લઈ

ચાલનાર સમાજને અર્પણ...




# પ્રસ્તાવના

ડો. ગણેશ દેવી સાહેબે વડોદરામાં ૧૯૯૬ની સાલમાં ભાષા સંશોધન અને પ્રકાશન કેન્દ્ર સંસ્થાની સ્થાપના કરી અને છોટાઉદેપુર તાલુકાના તેજગઢ ગામે આદિવાસી એકેડેમીની સ્થાપના કરી. આ સંસ્થાનો મૂખ્ય ઉદેશ છે આદિવાસીઓની ભાષા, કલા, સંસ્કૃતિ અને આદિવાસી મૌખિક સાહિત્યનું દસ્તાવેજીકરણ કરીને બચાવવું. વૈશ્વિકરણનાં કારણે આદિવાસીઓ પારંપરિક જ્ઞાનને ભૂલતાં જાય છે. આ સંસ્થાએ મૂલ્યવાન સંસ્કૃતિને બચાવવાનું કામ કરેલું છે. મારું સદ્‌ભાગ્ય છે કે આદિવાસી અકાદમીમાં રહીને સંશોધનનું કામ કરવાની તક મળી.

આદિવાસી અકાદમીમાં પોષ્ટ ગ્રેજુએટ ડિપ્લોમાં માનવ અધિકાર અને સામાજિક સુરક્ષા બે વર્ષના અભ્યાસમાં મોંરાગણા ગામનો આર્થિક એહવાલ લખી પહેલી વાર લેખનકાર્ય માટે તક મળી હતી. ત્યાર બાદ મને આદિવાસી અકાદમી તેજગઢમાં ચાલતાં પબ્લિકેશન વિભાગમાં કામ કર્યું. એમાં ગુજરાત અને અન્ય રાજ્યોના આદિવાસી મૌખિક સાહિત્યને પુસ્તકના રૂપમાં મૂકવાનું કાર્ય કર્યુ. અગાઉ ભારતીય ભાષા લોક સર્વેક્ષણ ગુજરાતના ગ્રંથમાં રાઠવી, તડવી ભાષાનું સંશોધન કર્યુ હતું. તેથી સમાજની વાતો વધારે રસપ્રદ લાગી. નસવાડી તાલુકાના ડુંગરાભીલ સમાજનો માનવશાસ્ત્રીય અભ્યાસ કરવાનો લ્હાવો મળ્યો. આ અભ્યાસે આદિવાસી જીવનવ્યવહારને શાસ્ત્રીય સ્વરૂપે વિચારવાની તક ઊભી કરી આપી. તેથી હું આનંદ અનુભવું છું.

આ પુસ્તકમાં હળપતિ  સમાજના માનવશાસ્ત્રીય અભ્યાસ હેઠળ સમાજ, ભાષા, કલા, સંસ્કૃતિ, સંગીત, સાહિત્ય વિશેની ઊંડી સમજ કેળવીને અન્ય સમાજની સામે મૂકવાનો પ્રયાસ કર્યો છે. આજુબાજુમાં વસતો સમાજ એકબીજાને કયાં નામથી ઓળખે છે ? તેઓની જીવનશૈલી અને  ભૌગોલિક્તામાં  વિવિધતા જોવા મળે છે. હળપતિઓના તહેવારો મૂળ ખેતીની મોસમ પ્રમાણે ગોઠવાયેલાં હતાં, પરંતુ હવે તે હિંદુ લોકોના તહેવારોને અનુસરે છે. નવરાત્રિનો તહેવાર પણ ઘેરૈયા મંડળીઓ બનાવી નોરતાંની નવરાત ઉજવે છે. હળપતિ સ્ત્રીઓ, પરુષો અને બાળકો પણ નૃત્યમાં ચકચૂર બને છે. હળપતિઓ તો ખાવા-પીવમાં રહેણીકરણીમાં, પહેરવેશ વગેરેમાં તેમજ તહેવારો ઉજવવામાં વિવિધ શહેરીજનોનું અનુકરણ કરતાં જોવા મળે છે.

હળપતિઓમાં અક્ષરજ્ઞાનનું પ્રમાણ ખૂબ ઓછું છે. એમાં પ્રાથમિક શિક્ષણથી તેઓ આગળ વધી શકતા નથી. બાળકો હોટલોમાં, ચા તેમજ ખાવા પીવાની લારીઓ પર કામ કરે છે. હળપતિઓની આર્થિક પરિસ્થિતિ નબળી હોવાને લીધે તેઓ ખેડૂતોના શોષણનો ભોગ બને છે અને દેવામાં ડૂબી જાય છે. મોટા ભાગના હળપતિઓ જમીન વિહોણા છે. તેમના રહેઠાણની મુલાકાત તેઓની દરિદ્રતા અને મજબુરીનો ખ્યાલ આપે છે. તેઓ સામાજિક પ્રસંગે, ખાસ કરીને લગ્ન પ્રસંગે દેવું કરતાં. ખેડૂતો હળપતિઓના કુટુંબના સભ્યોની ગુલામી કાયમી સ્વરૂપે ચાલું રહે એ માટે લોન આપતાં. પોતાનો જીવનનિર્વાહ ચલાવવા કેટલાંક હળપતિઓ સુરત, ઉધના, કતારગામ, નવસારી, બીલિમોરા, વલસાડ જેવાં શહેરોમાં સ્થાળાંતર કરી ગયાં છે. ખેતમજૂર તરીકે કામ કરતા અને ખેતરોમાં કયાંક ઝૂંપડું બાંધીને રહે છે. સુરતમાં ઔદ્યોગિક વિકાસ થવાથી હવે તેઓ ઔદ્યોગિક સંબંધિત વ્યવસાયોમાં કામ કરે છે.

હળપતિની સંસ્કૃતિનાં રીતરિવાજો અને વિધિવિધાનો સાથે મૌખિક સાહિત્ય કડી રૂપે જોડાયેલું છે. તેમની સંસ્કૃતિ લુપ્ત થશે તો ભાષા અને મૌખિક સાહિત્ય પણ ન બચી શકે. હળપતિ આદિવાસીઓનો સાંસ્કૃતિક વારસો સચવાઈ રહે તે જરૂરી છે. આ ધરતી પર કેટલીય સંસ્કૃતિ વિકસી અને પછી ઉદયની સાથે અસ્ત પામી છે. તેથી હળપતિ સમાજની ભાષા, કલા, મૌખિક સાહિત્ય અને સંસ્કૃતિને બચાવવા આ સંશોધન ઉપયોગી નીવડશે.

ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર વડોદરા અને આદિવાસી અકાદમી તેજગઢના સ્થાપક ડૉ. ગણેશ દેવી અને ડૉ. સુરેખા દેવીની પ્રેરણા મળતાં હળપતિ સમાજનો માનવશાસ્ત્રીય અભ્યાસ કરવાનું નક્કી કર્યુ. સંશોધનના માર્ગદર્શક તરીકે કાનજીભાઇ પટેલ અને અતુલ ગર્ગ સાહેબનો અગ્રગણ્ય ફાળો રહ્યો છે. તેમણે લેખન કાર્યમાં માર્ગદર્શન આપીને દરેક તબ્બકે સલાહ સૂચનો પૂરાં પાડયાં છે. તેમને મને સંશોધન કાર્ય દરમ્યાન આરંભથી અંત સુધી યોગ્ય માર્ગદર્શન આપ્યું, તે બદલ આભાર માનું છું.

આ સંશોધન કાર્યના અભ્યાસ દરમિયાન હળપતિ સમાજના વડીલોએ, આગેવાન શ્રી ભાણાભાઈ એમ. તળાવીયા, હળપતિ ધીરુભાઈ છગનભાઈ, સ્વરાજ આશ્રમ વેડછીના આચાર્યશ્રી ધનસુખભાઈ ભાભોર, અશોક ચૌધરી, મનોજ ચૌધરી, કુલીન પટેલ, વિક્રમ ચૌધરી તેમજ મારા સાથી મિત્રો જિતેન્દ્ર વસાવા, નારણ રાઠવા, વિકેશ રાઠવા, ભાવસિંગ રાઠવાએ મને ખુબ જ મદદ કરી છે. તેઓએ કોઈ પણ સમયે પ્રેમપૂર્વક, નિઃસંકોચપણે મદદ કરી છે. તેમનો હું ઋણી છું. આ અભ્યાસકાર્યમાં અન્ય નામી-અનામી પરોક્ષ કે પ્રત્યક્ષ મદદ કરી છે. તે સર્વેનો આભાર વ્યકત કરું છું. આ ક્ષેત્રમાં સંશોધન કરનારાઓને અને રસ ધરાવનારાઓને નવી દિશા મળશે.

# અનુક્રમ

## સમાજનું નામ

'હળપતિ' સમૂદાયના અનેક પેટા વિભાગો છે. એમાના ત્રણ સૌથી મહત્વના છે. ચારેય દિશાનાં લોકો તેમને તલાવિયા હળપતિ, વહોરીયા હળપતિ, ખારચા હળપતિ, તલાવિયા રાઠોડ, દુબળા, હળપતિ, કાળીપરજ વગેરે નામે ઓળખે છે.

## ભૌગોલિક વિસ્તાર

હળપતિ ખાસ કરીને મેદાનમાં વસે છે, નહી કે પહાડી પ્રદેશોમાં. તેઓનાં સમૂહો અને દક્ષિણ ગુજરાતમાં  સુરત, વલસાડ, ભરૂચ, નવસારી, ઓલપાડ, કામરેજ, પલસાણા, જલાલપોર, બારડોલી, ગણદેવી, ચીખલી, વાલોડ, વડોદરા જિલ્લાનાં આસપાસના ગામોમાં, ડભોઈ, સાવલી, વાઘોડિયા, કરજણ, અંકલેશ્વર, હાંસોટ જેવાં વિવિધ તાલુકાઓના ગામડાઓમાં મોટે ભાગે વસવાટ કરે છે. ૧૯૯૧ની વસ્તી ગણતરી મુજબ 'હળપતિ'ઓ ૫,૪૬,૫૬૭ વસતી છે. શહેરોમાં પણ તેમની વસતી જોવા મળે છે.

આ વિસ્તારમા પૂર્ણા નદી, મહુવાથી નવસારીમાં રહીને વહે છે. અંબીકા નદી ઓલપાડ, કાવેરી અને કાવેરો અનાવલને જઈ મળે છે. તાપી નદી, દમણગંગા વગેરે નદીઓ આ વિસ્તારમાં થઈને વહે છે. આ વિસ્તારમાં ડુંગરો આવેલાં નથી. તેઓ ગામડાંઓમાં મોટે ભાગે ગામમાં તળાવ કિનારે રહેતાં હોવાથી તેઓને તલાવિયા તરીકે પણ ઓળખે છે.

## સમાજનો પોતાના ખ્યાલનો ઈતિહાસ

હળપતિ સમાજને તલાવિયા કે તળાવિયા અથવા દૂબળા જાતિથી ઓળખવામાં આવતાં હતાં, પરંતુ બારડોલી સત્યાગ્રહ દરમિયાન સરદાર વલ્લભભાઈ પટેલે આ સમાજ માટે 'હળપતિ' શબ્દ ઉપયોગમાં લીધો હતો. કારણ કે તેઓ 'ઉજળીયાત' માલધારીના ઘરે ખૂબ પરિશ્રમ કરીને ખેતીવાડીમાં હળ ચલાવતાં હતાં.

વીસમી સદીની શરૂઆતથી હળપતિઓ અનાવલ, કડવા પાટીદાર અને વ્હોરા મુસ્લિમોના ખેતરમાં મજૂરી અને  પશુઓનુ પાલન કરે છે. હળપતિઓ બંધવા મજૂર તરીકે કામ કરતા. આ પ્રથા 'હાળી પ્રથા' તરીકે ઓળખાતી. આ પ્રથા હેઠળ તેઓ 'હાળી' અથવા 'જમીન વિહોણા' ખેતમજૂર તરીકે પણ ઓળખાતા. હાળી પ્રથા હેઠળ હળપતિનું આખું કુટુંબ ગુલામ તરીકે 'ધણિયામા' (જમીનના માલિક) સાથે બંધાયેલું રહેતુ અને ખેડૂતો તેઓનું ખૂબ જ શોષણ કરતાં.

ઈતિહાસમાં આ લોકોના સ્થળાંતર વિશે માહિતી મળતી નથી. પરંતુ લોકો મુખેથી એવું સાંભળવા મળ્યું કે ચાંપાનેરના રાજા પતાઈ રાવળની આ પ્રજા મંહમદ બેગડાની ચડાઈ વખતે પોતાના ધર્મ બચાવવા ગુજરાતના વિવિધ જિલ્લા તાલુકાઓમાં આવીને વસી છે. હળપતિ શકિતપૂજામાં માને છે. તેઓ જે ઘેરૈયા રાસ રમે છે. તેનો સંબંધ હોળી સાથે છે. ગુજરાતમાં વાપીથી તાપી સુધીના વિસ્તારમાં તેનો સંબંધ આદ્યશકિતની આરાધના સાથે સંકળાયેલાં છે.

નવસારી જિલ્લાના કછોલ ગામના મગનભાઈ રાઠોડ જેઓ પ્રા.શાળામાં શિક્ષક હતાં, એમની સાથેની

વાતચીતમાંથી જાણવા મળ્યું છે કે તેમના પૂર્વજો પતાઈરાજાના સમયમાં મહંમદ બેગડાના પાવાગઢ ઉપરના આક્રમણ વખતે હિંદુધર્મ બચાવવા ગુજરાતનાં વિવિધ ગામોમાં છૂપા વેશે આવી ચડ્યાં હતાં. તેઓ પોતાને રાજપૂતના વંશજ માને છે અને રાજપૂત સાથેના સગપણ અને સંપર્કની 'રાઠોડ' તરીકે અનેક વાતો કરે છે. ઘેરૈયારાસ રમતી વખતે તેઓ તાલ (તાર) મારવાનું ગીત, પારણાનું ગાય છે. તેમાં તેમની સમાજ પ્રીતિ, વૃક્ષપ્રીતિ, ધર્મપ્રીતિ વ્યકત થતી જોવા મળે છે. તેઓ વનવાસી જેવું જ જીવન જીવે છે. કોદાડી, પંજેડી, દાતરડું તેમના વ્યવસાય માટેના ઓજારો છે. મોટેભાગે તેઓ નિરક્ષર છે. પરંતુ પ્રામાણિક કર્તવ્યપરાયણતા, ધર્મપરાયણતા અને વતન પ્રેમ તેમની સ્વભાવગત લાક્ષણિકતાઓ છે. આ લોકોનું નિશાન તલવાર અને ભાલો છે.

ગુજરાત વિદ્યાપીઠ દ્વારા પ્રકાશિત ડૉ.પી. શાહના 'ગુજરાતના દૂબળાઓ'માં રાઠોડોને તલાવિયા તરીકે ઓળખાવામાં આવ્યાં છે. એ વિશે પણ એક દંતકથા છે. હાથમાં ફરસી લઈને પૃથ્વી નક્ષત્રી કરવા નીકળેલા પરશુરામને રાઠોડોએ પોતાનો જીવ બચાવવા કહ્યુંઃ અમે રાઠોડો નથી, તળાવિયા છીએ ત્યારથી તેઓ તળાવિયા તરીકે ઓળખાય છે. (ડૉ.પી.શાહ 'ગુજરાતના દૂબળાઓ'પૃ. ૯)

આ સમાજ 'ઉજળીયાત' ખેડૂતોના હાળી તરીકે કામ કરે છે. મોટાભાગના હળપતિઓ ખેતમજૂરી કરે છે. બીજા કેટલાક ઘરકામ અને બીજી હલકા પ્રકારની નોકરી કરી જીવન વ્યતીત કરે છે. તેઓ દેખાવે કાળા, નીચી કાઠીનાં અને નબળા બાંધાના હોય છે. તેઓમાંનો મોટોભાગ આઝાદી સુધી અધગુલામીની દશા ભોગવતો હશે, તે પ્રથાને સરકારે ગેરકાયદેસર જાહેર કર્યા પછી તેઓ મૂકત છે. તેમની વીસ જેટલી

પેટાજાતિઓ છે. તેઓ પોતાનાથી ઊંચી કે નીચી જાતિની વ્યકિતને વિધિપૂર્વક પોતાની જાતિમાં ભેળવે છે. તેમના રિવાજો, ધર્મ અને ભાષા બીજા આદિવાસી જેવાં છે. સામાજિક ઝઘડાં પંચોથી ઉકેલે છે. તેમનામાં પ્રાણી,પક્ષીઓ જેવા ચાળાવાળા નૃત્યો પ્રચલિત છે. તેમની આર્થિક સ્થિતિ નબળી છે. મોટાભાગના દરિદ્રતાની રેખા નીચે જીવી રહ્યાં છે.

હળપતિઓમાં અક્ષરજ્ઞાનનું પ્રમાણ ખૂબ ઓછું છે. મોટા ભાગના હળપતિઓ અભણ છે. એમાંય સ્ત્રી શિક્ષણ નહીંવત્ છે. જે કંઈક થોડાં-ઘણાંએ શિક્ષણ મેળવ્યું છે એમાં પ્રાથમિક શિક્ષણથી તેઓ આગળ વધી શકતા નથી. તેમના માટે ઉચ્ચ શિક્ષણની કલ્પના કરવી મુશ્કેલ છે. શિક્ષણનો આ અભાવ ગરીબાઈને કારણે છે એમ કહી શકાય. તેઓનાં બાળકો પણ શિક્ષણથી વંચિત છે. શાળાએ જવાની ઉંમરનાં ઘણાં બાળકો શાળાએ જતાં નથી. તેઓને ઢોર ચરાવવાનું કે નાનાં ભાઈ-બહેનોને સાચવવાનું કામ સોંપેલું હોય છે. શાળા નજીક હોવા છતાં શાળાએ જવાને બદલે ઉપરોકત કામોમાં વ્યસ્ત રહે છે અથવા કોઈના ધક્કા ખાવાનું પસંદ કરે છે. મા-બાપ રોજી-રોટી મેળવવા સંઘર્ષ કરતાં હોઈ શાળાના સમયમાં બાળકો ગામમાં રખડતાં હોય છે. કેટલાંક ગામોમાં શાળા દૂર હોવાનું પણ શાળાએ નહીં જવાનું કારણ હોઈ શકે. શહેરી હળપતિઓમાં શિક્ષણ ઓછું હોવાનું કારણ એ હોઈ શકે કે શાળાએ જવા યોગ્ય ઉંમરનાં ઘણાંખરાં બાળકો હોટલોમાં, ચા તેમજ ખાવાપીવાની લારીઓ પર, ખાનગી ઘરોમાં, દુકાનોમાં વગેરે કામ કરતાં જોવા મળે છે. આ બાળકો આ રીતે એમના નિર્વાહનો થોડો ખર્ચ મજૂરી કરી મેળવે છે.

હળપતિઓની નબળી આર્થિક પરિસ્થિતિને લીધે તેઓ ખેડૂતોના શોષણના ભોગ બનતા અને

દેવામાં ડૂબી જતાં. હળપતિઓની પરિસ્થિતિનું વર્ણન કરતાં શ્રી.પી.જી.શાહ નોંધે છે કે ''મોટા ભાગના હળપતિઓ જમીન વિહોણા છે. તેઓને ગુલામીમાં રાખવામાં આવતા. તેમની આર્થિક પરિસ્થિતિ તદ્દન નિમ્ન કક્ષાની હતી. લાંબા સમય સુધી અમાનવીય જીવન જીવતા. તેમના રહેઠાણની મુલાકાત તેઓ દરિદ્રતા અને મજબુરીનો ખ્યાલ આપે છે. તેઓ ગરીબાઈની રેખા નીચે જીવે છે. પેઢીઓ સુધી ધણિયાળા પરના આર્થિક આધારને લીધે ગરીબાઈ, ઉદાસીનતા, અચોક્કસતા અને મનોબળના અભાવનું વલણ તેઓના રોજિંદા જીવનમાં પ્રતિબિંબિત થાય છે. હળપતિઓ જે ક્ષણે ધણિયાળાના દેવાદાર બન્યા એ ક્ષણે બંધવા મજૂર તરીકે બંધાઈ ગયાં. તેઓ સામાજિક પ્રસંગે, ખાસ કરીને લગ્ન પ્રસંગે દેવું કરતાં. ખેડૂતો હળપતિઓના કુટુંબના સભ્યોની ગુલામી કાયમી સ્વરૂપે ચાલુ રહે એ માટે લોન આપતા. આને કારણે તેઓ કાયમી રીતે ખેડૂતોના બંધનમાં આવી જતા. નબળી આર્થિક પરિસ્થિતિને લીધે મોટાભાગના હળપતિઓ હાળી પ્રથાનો ભોગ બન્યા. તેઓ પાસે વધુ કામ કરાવી ઓછું વેતન અપાતા.''

પોતાનો જીવનનિર્વાહ ચલાવવા કેટલાક હળપતિઓ સુરત, ઉધના, કતારગામ, નવસારી, બિલિમોરા, વલસાડ, જેવાં શહેરોમાં સ્થળાંતર કરી ગયાં છે. મીઠાના અગર તેમજ ઈંટના ભઠ્ઠાઓમાં કામ કરવા જતા, કેટલાક રેલવે તેમજ રસ્તા બનાવવામાં મજૂર તરીકે કામ કરતા. ૧૯૨૦, ૩૦ અને ૪૦માં તેઓ પનારા, અઠવા અને રાંદેર વગેરે વિસ્તારોમાં ખેતમજૂરી, ઘોડાગાડી ચલાવવાનું, દુકાનમાં નોકર તરીકે, બાંધકામ મજૂર તરીકે, રેલવે સ્ટેશન પર કુલી તરીકે, સહારા દરવાજા અને ઉધના પાણી રોડ પર માલસામાનના પરિવહન સંકુલમાં સામાન ચઢાવવાનું અને ઉતારવાનું, શાકભાજી માર્કેટમાં મજૂરી અને બિલ્ડિંગ કોન્ટ્રાકટર

માટે તાપી નદીમાંથી રેતી કાઢવાનું કામ કરતા. શરૂઆતમાં સ્થળાંતર કરીને સુરત આવેલા હળપતિઓને માલિકોની સહાનુભૂતિ પર આધાર રાખવો પડતો. તેઓ કોઈના બંગલામાં કામ કરતા અને કમ્પાઉન્ડમાં જયાં જગ્યા મળતી ત્યાં રહેતા. જો ખેતમજૂર તરીકે કામ કરતા તો ખેતરમાં કયાંક ઝૂંપડું બાંધીને રહેવા દેવામાં આવતા. કેટલાક ઝૂંપડપટ્ટીઓના રહેવાસી બની ગયા.

સુરતમાં ઔદ્યોગિક વિકાસ થવાથી અને આજુબાજુનાં ગામડાઓનો શહેરી વિસ્તારમાં સમાવેશ થવાથી ખેતમજૂરીનું કામ હળપતિઓને પ્રાપ્ત થતું નથી અને હવે તેઓ ઔદ્યોગિક અને ઔદ્યોગિક સંબંધિત વ્યવસાયોમાં કામ કરે છે. જરી, આર્ટસિલ્ક ઉદ્યોગ અને થોડાઘણા હીરા ઘસવાના કારખાનામાં કામ કરે છે. નાનાં કારખાનાં અને ગેરેજમાં પણ કામ કરે છે. કુટુંબમાં સ્ત્રીઓ કામવાળી તરીકે અને પ્રસંગોપાત પરચૂરણ વસ્તુઓ, શાકભાજી વેચવાનું તેમજ નાના ધંધાઓમાં કામ કરે છે. શિક્ષણના નીચલા સ્તરને લીધે મોટા ઉદ્યોગો કે સરકારી નોકરીમાં ભાગ્યે જ જોવા મળે છે.

**દંતકથા :**

**ભીલારાણીને મહાદેવ પ્રસન્ન થયાં**

કુરુરાજાના સમયની આ વાત છે. કુરુ પછીનો કોઈ રાઠોડ યુવાન એકવાર ભીલારાણીના પ્રદેશમાંથી પસાર થતો હતો. મનમોહક વ્યકિતત્વ ધરાવતા યુવાનને જોઈ મોહિત થયેલ ભીલારાણીએ પૂછ્યુંઃ કોણ છો ? કયાંથી આવો છો ?

યુવાને કહ્યું : રાઠોડ છું.

ભીલારાણીએ યુવાન સાથે લગ્નનનો પ્રસ્તાવ મૂક્યો.

યુવાન કહે, અમે ચંદ્રવંશી રાઠોડ છીએ. તેથી અમારું લગ્ન તમારી સાથે ન થાય. ભીલારાણીએ ઘણીવાર કહ્યું, પણ આ યુવાન એક્નો બે ન થયો.

ક્રોધે ભરાયેલ ભીલારાણીએ કહ્યું, તે કેવાંક રાઠોડ છે? તે હું જોઈ લઈશ. આવી ધમકી છતાં રાઠોડ યુવાન તેના નિર્ણયમાં અડગ રહ્યો. વેરની આગમાં બળતી ભીલારાણીએ તપ કરી શંકર ભગવાનને પ્રસન્ન કર્યા. શિવજીએ વરદાન માંગવાનું કહ્યું, ભીલારાણી માંગે છે કે કાં તો રાઠોડ યુવાન તેની સાથે લગ્ન કરે અથવા તો તમારા હાથે રાઠોડકૂળનો નાશ થાય. ભગવાન કહે છે, તથાસ્તુ.

વચન અનુસાર શિવજી રાઠોડોનો નાશ કરવા ત્રિશૂળ છોડે છે. પરંતુ રાઠોડો કુળની ભવાનીના આરાધકો હોવાથી કુળની ભવાની રાઠોડોને બચાવવા તળાવ કિનારે આવી ધોબણનો વેશ ધરી કપડાં ધોવા માંડે છે.

રાઠોડોનો નાશ કરવા આવેલું ત્રિશૂળ પૂછે છેઃ

પેલા રાઠોડો કયાં છે ? આ તળાવમાં કોણ છે ?

માતાજી કહે, એ તો તળાવિયા છે, માછલાં પકડે છે.

નરોવા કુંજરોવા જેવા જવાબ સાંભળી ત્રિશૂળ તુળજા ભવાનીને વીંધી નાંખે છે.

આ રીતે રાઠોડોનો નાશ ન થાય એટલે તુળજાભવાની બલિદાન આપે છે.

રાઠોડો પૂછે છે, હવે અમે કોની પૂજા કરીશું ?

માં ભવાની કહે, મારી યાદમાં અડધી સ્ત્રી અડધા પુરુષ વેશ ધારણ કરીને નવરાત્રિના દિવસોમાં રાસ રમજો. તે વખતે હું હાજરા હજૂર હોઈશ. બસ ત્યારથી ઘેરૈયારાસ રમાય છે અને ઘેરૈયાઓને માતાજીના 'ઘેરિયા' તરીકે ઓળખવામાં આવે છે.

સંદર્ભ : (આ લોકવાર્તા નારાયણભાઈ હીરાભાઈ રાઠોડ સંકલિત રાઠોડઃ તલવારિયા રાઠોડ, પુસ્તકમાંથી લીધી છે. પ્ર.તલવારિયા રાઠોડ સમાજ, સુરત પ્ર. આ. ૧ માર્ચ , ૨૦૦૪ પૃ. ૧૯,૨૦,૨૧)

## જન્મવિધિ

હળપતિઓમાં પણ અન્ય આદિવાસીઓની જેમ સ્ત્રીને ગર્ભ રહે તે પ્રસંગને ઉજવવામાં આવે છે. એ 'સીમંત' તરીકે ઓળખાય છે. એ અંગે જે વિધિ કરે છે એ વિધિને 'ખોળો ભરવો' કહેવામાં આવે છે. સગર્ભા સ્ત્રીના ખોળામાં અમૂક ભેટો મૂકી ખોળો ભરવાનો હોય છે. ઘઉં, સોપારી, નાળિયેર વગેરે ચીજો મૂકવામાં આવે છે. સીમંતિનીને એટલે કે સગર્ભા સ્ત્રીને નવી સાડી પહેરાવીને કંકુનો ચાંલ્લો કરી ચોખાથી વધાવે છે અને વડીલો આશીર્વાદ આપે છે.

પ્રસૂતિ સમયે તેઓ દાયણને બોલાવે છે. સ્ત્રીને ગર્ભ રહે એ સમય દરમિયાન તે વધુ પડતો આરામ કરતી નથી. પરંતુ સતત ઘરનું કામ કે ખેતીનું કામ કરતી હોય છે, જેથી સુવાવડ વખતે તકલીફ પડતી નથી, એવું માને છે. ગર્ભવતીને કમર દુઃખે અને પગ ફાટતા હોય, વજન વધારે લાગે ત્યારે બાળક જન્મવાના

સંકેત બતાવે છે. ત્યારે સ્ત્રી પોતાના પતિ કે સાસુને જાણ કરે છે, ત્યારે તેઓ દાયણને તરત બોલાવી લાવે છે. તેમના ઘરો બિલકુલ નાના હોય છે. તેથી ઘરમાં એક ખૂણામાં પલંગ અથવા ખાટલો આડો ઊભો રાખીને પડદો કરી સ્ત્રીને ખાટલે સૂવાડે છે. દાયણ લોટો ભરીને પાણી સાત ફેરા ઉતારી અગરબત્તી સળગાવે છે. સ્ત્રીને પ્રસૂતિ થતા વાર લાગે અને ખૂબ કષ્ટ થાય ત્યારે ‘પેટફોડી’ માતાનું સ્મરણ કરવામાં આવે છે.

બાળકની નાભી નળ વડે જોડાયેલી હોય છે. તેને દાયણ નવી પતરી લઈને કાપીને લાલ રંગના દોરા વડે બાંધી હળદર લગાડે છે. દાયણ ઘરની સ્ત્રીઓને પાણી ગરમ કરવાનું કહે છે. બાળકને સ્નાન કરાવીને છોકરી હોય તો સફેદ કાપડ અને છોકરો હોય તો રંગીન કપડું માંગીને ખાટલા પર સૂવડાવે છે. સ્ત્રીને પણ સ્નાન કરાવે છે. તેઓ પોતાના ઘરમાં પાચં છ દિવસ સુધી અલગ સ્થળે સ્નાન કરાવે છે. આ સમય દરમિયાન આજુબાજુની બહેનો પાણી ભરી આપે છે.

બાળકનો જન્મ થયા પછી ખોરાકમાં કોપરુ, ગોળ, ઘી, ઢીલો ભાત અથવા સોજી, મગની ખિચડી ખવડાવે છે. સવાર-સાંજ કાળી મરી, સૂઠ પાણીનો ઉકાળો કરીને પીવડાવે છે.

બાળકના જન્મપછી છઠ્ઠે દિવસે છઠ્ઠીની વિધિ કરવામાં આવે છે. આ દિવસે વિધાતા આવે છે અને બાળકના ભાગ્યનો લેખ લખી જાય એમ માને છે. આ દિવસ બહુ મહત્ત્વનો ગણાય છે. આ દિવસે રાત્રે માટીના કોડીયામાં ઘીનો દીવો કરવામાં આવે છે. બાળકની માતાના ખાટલા નજીક મૂકવામાં આવે છે. આ દિવો વિધાતાને અર્પણ કરવામાં આવે છે. આ દિવસે દાયણ બાળકને સ્નાન કરાવી કાળી દોરી કમરે

બાંધી કંકુ કે કાજળનો તિલક કરીને પાંચ અગરબત્તી સળગાવી દીવો કરી એક સફેદ કાગળ લઈ બાળકના પગે કંકુ લગાડી કાગળ પર કંકુના પગલા પાડે છે. પછી નાળિયેર વધેરી દેવમોગરા માતા/પેટફોડી માતાનું નામ લઈ પાંચતત્વોની પૂજા કરે છે. જેમ કે સુખે-દુઃખે તું બધાને મદદ કરજે ! સાથ સહકાર આપજે, આમ વિધિ પૂરી કરે છે. બાળકની ફોઈ દાયણને સાડી અથવા રોકડ રકમ ભેટ તરીકે આપે છે. આ દિવસે સગાં-સંબંધીઓ પણ આવે છે. સાદુ ભોજન દાળભાત બનાવી દાયણને જમાડે છે.

હળપતિઓ બાળકના જન્માક્ષર કરાવવા કે તેનું નામ પાડવા બ્રાહ્મણને બોલાવતાં નથી, પરંતુ કુટુંબના માણસો ભેગાં મળી નામ નક્કી કરે છે. એમાં ફોઈને નામ પાડવાનો હક્ક આપી નામકરણ વિધિ કરે છે. કેટલીક વાર  જે વારે એટલે કે જે દિવસે બાળક જન્મ્યું હોય તે જ વારનું નામ પાડવામાં આવે છે. દા.ત. શનિવાર જન્મેલા બાળકને શનિયો અને બુધવારે જન્મેલાં બાળકને બુધિયો નામ પાડે છે. પરંતુ આજ કાલ ઉચ્ચ વર્ગના લોકોના નામ અપનાવવાનો રિવાજ પણ પ્રચલિત છે. જે કિસ્સામાં બાળકો ઉપરા-ઉપરી મૃત્યું પામતાં હોય તો કંઈક દૈવી કે ભૂતની અસરથી થતું હોય, એમ તેઓ માને છે. આ અસર નાબૂદ કરવા માટે કોઈ સ્થાનિક કે ધૃણાજનક નામ પસંદ કરવામાં આવે છે. દા.ત.ભીખલો-ભીખલી, ઉકેડ-ઉકડી વગેરે. આવું નામ પાડવાથી બાળક જીવી જશે અને સહેલાઈથી મોટું થઈ જશે, એમ માને છે.

બીજી એવી માન્યતા છે કે સ્ત્રીને ગાલે કે ખભાની પાછળ સાપણ હોય અને સાપણનું મુખ નીચેની તરફ હોય તો બાળકનો જીવ અથવા ગર્ભ ખાય જાય એટલે ગર્ભ રહેતો નથી. પરંતુ આ દુઃખને દૂર કરવા માટે સાપણના મુખ પર 'ડોમ' આપવામાં આવે છે, ત્યાર પછીના સમયગાળામાં સ્ત્રીને ગર્ભ રહે તો બાળક

જીવી જાય છે, એમ માને છે.

**નજર બાંધવાની વિધિ :**

બાળક વધારે પડતું રડતું હોય ત્યારે કોઈની નજર લાગી છે, એમ માને છે. માટીની કુલડીમાં પાણી ભરી કાળા કપડા વડે બાંધી બાળક ઉપર સાત ફેરા ફેરવી ઘરના દરવાજે બાંધી દે છે. જેથી બાળકને લાગેલી નજર ઉતરી જાય, એવું માને છે. બીજું કે નાના બાળકને કાજળનો તિલક કરે છે. જેથી કોઈ પણ વ્યકિતની નજર બાળકની આંખમાં નહિ, પરંતુ તેની નજર સીધી તિલક પર પડે તો પણ બાળકને નજર લાગતી નથી, એવી માન્યતા છે.

બાળક વધારે પડતું રડતું હોય ત્યારે રાઈ, મરચું, આખુ મીઠું, વાળ વગેરે મિશ્રણ કરી લોટામાં પાણી લઈ બાળક ઉપર સાત ફેરા ફેરવી સળગતા કોલસામાં નાખી દે છે, ત્યારે પણ રડતું બાળક શાંત થઈ જાય છે, એવું તેઓ માને છે.

બાળકના માથાનું તાળવું બેસી જાય ત્યારે પણ બાળક વધુ પડતું રડે છે. ત્યારે બાળકના માથે જે જગ્યાએ તાળવું બેસી ગયું હોય, તે જગ્યાએ દિવેલ દરરોજ બે-ત્રણ વાર લગાડવાથી બાળકને રાહત રહે છે.

**મરણવિધિ**

દરેક સમાજમાં માણસ મૃત્યું પામે ત્યારે કેટલીક વિધિઓ કરવામાં આવે છે. આદિવાસીઓ ખૂબ જ જૂદી રીતે આ વિધિઓ કરે છે. સ્મશાનમાં ફકત પુરુષો જ જાય છે. રાત્રિના સમયે તૂર વગાડે છે. આ પ્રસંગે ગામ લોકો તરફથી ફાળો એકત્ર કરીને સંબંધિત ઘરને પૈસા આપવામાં આવે છે. રડવાની પ્રથા પણ અમલમાં છે. આ સમાજમાં જે કુટુંબમાં મૃત્યું થાય, પુરુષ કે સ્ત્રીનું મૃત્યુ થાય, ઘરમાં વડીલ હયાત હોય અને તેમનાથી નાના વ્યકિતનું મૃત્યુ થાય ત્યારે વાંજિત્રો, ભજનમંડળી બોલાવતા નથી, પરંતુ વડીલ વ્યકિતનું મૃત્યુ થાય ત્યારે બોલાવે છે.

આ સમાજમાં મૃત્યુ થાય ત્યારે કુટુંબના સભ્યો ભેગાં થાય છે. મરનાર વ્યકિત જે જગ્યાએ મૃત્યુ પામે ત્યાં જમીન પર ઘરનાં બારણા તરફ મોં રાખીને સુવડાવે છે. તેના માથા તરફ કુળદેવીને યાદ કરી દિવો, અગરબત્તી સળગાવે છે. તૂર, થાળીવાળા વાંજિત્રો વગાડનારને બોલાવે છે. કુટુંબીજનો સગાં-સંબંધીઓને જાણ કરવાની વ્યવસ્થા કરે છે. તેઓ સમયસર ન પહોંચી શકે તો મડદાને રાત રાખે છે.

મરનાર વ્યકિતને ગરમ પાણીથી ઘરમાં સ્નાન કરાવે છે, તેને ખાખર, બાવળનું દાંતણ કરાવી ચીરી કરીને ઉલ કાઢે છે. મરનાર વ્યકિતના લગ્ન થયાં હોય તે સમયે પહેરેલાં કપડાં, તે કપડા ન હોય તો નવાં કપડાં પહેરાવે છે. જો સ્ત્રીનું મૃત્યુ થયું હોય તો લાલ કફન અને પુરુષ હોય તો સફેદ કફન ઓઢાડે છે. મળદાને ઘરની અંદર કુંટુબના વ્યકિતઓ લાવેલા કફન ઓઢાડે અને સગાં-સંબંધીઓ લાવેલા કફન ઘરના આંગણમાં મડદુ કાઢતી વખતે ઓઢાડે છે.

**ઠાઠડી બનાવવાની વિધિ :**

કુટુંબીજનો અને ફળીયાના લોકોમાંથી કેટલાક વ્યકિતઓ લાકડાં સ્મશાને પહોંચાડે છે. ઠાઠડી વાંસને ફાડી તેની ચીપ કાઢી એક-એક મીટરના ટૂકડાં બનાવી બે વાંસની વળી બનાવી તેની પર વાંસના ટૂકડાંને દાભની દોરી વડે બાંધે છે. ઠાઠડી બાંધે ત્યારે કોઈ પણ જગ્યાએ ગાંઠ વાળતા નથી. ઠાઠડી પર ડાંગરના પૂળા (પરાળ) નાંખે છે. ચારેય ખૂણે દાભની દોરી વડે નાળિયેર લટકાવે છે. હાલના સમયે ફૂલની ચાદર પણ બનાવે છે.

**સ્મશાને નીકળવાની તૈયારીની વિધિ :**

મરનાર વ્યકિતના લગ્ન ન થયાં હોય તો લગ્નની વિધિ કરે છે. મોં પર પીઠી, હળદર લગાડે છે. ઘરેણાં પહેરાવી શણગારે છે. તેને જમાડવા માટે ખીચડી, દહીં, ચટણી મિશ્રણ કરી, થાળીમાં ભોજન તૈયાર કરી, ખવડાવીને લોટા વડે પાણી પીવડાવે છે. ડાઘુઓ જયારે સ્મશાન યાત્રામાં જાય છે ત્યારે માથે ટોપી કે પાઘડી બાંધતાં નથી. કયારેક બાંધી હોય તો પણ ઉતારી નાખે છે.

**વિસામાની વિધિ :**

મરનારના ઘરનો કોઈ એક વ્યકિત કમરે રૂમાલ બાંધીને તેની અંદર સાત પ્રકારનું અનાજ ભેગું કરે છે. હાંડલીમાં છાણાંના ટૂકડાં સળગતા કરીને દેવતા સ્મશાને લઈ જાય છે. મડદાને સ્મશાને લઈ જવાની

તૈયારીમાં તૂર-થાળી ખુબ મોટા અવાજે ઝડપથી જૂદાં-જૂદાં ચાળામાં વગાડે છે. કુટુંબના નિકટના ચાર-પાંચ વ્યકિતઓ મડદાને મોં બારણા તરફ રહે, એ રીતે ઊંચકીને બહાર આંગણે ઠાઠડી પર ઉતારે છે. ત્યારે સગાં-સંબંધીઓ લાવેલ કફન ઓઢાડે છે. દાભની દોરી વડે મડદાને બાંધી દેવામાં આવે છે. આંગણામાંથી ઠાઠડી ઊંચકીને વિસામા સુધી લઈ જાય છે. મડદાને નીચે ઉતારે ત્યાં એવી માન્યતા છે કે મડદાનું મોં આગળ રાખવાથી છેલ્લી ઘડીએ પોતાનુ ઘર, તેની મિલકત, ઢોર-ઢાંખર વગેરે જોતો જાય એટલા માટે મોં આગળ રાખે છે. વિસામની જગ્યાએથી મૃતકના પગ આગળ અને મોં પાછળ રહે એ રીતે ઊંચકીને લઈ જાય છે. સ્ત્રીઓ વિસામા સુધી જાય ત્યાં વિધવા સ્ત્રીઓ પૂજા વિધિ કરે. પતિ-પત્નીના છેડાં બાંધે. જે વ્યકિત ઘરે રહે તેનો કપડાનો એક ટૂકડો કાપીને સ્મશાને લઈ જાય છે. મડદાના માથા પર સાત ફેરા નાળિયેર, પાણી ઉતારે તો સ્ત્રીઓ ખુબ જ રડે છે. ત્યાર પછી ઠાઠડી ઉંચકી લે છે. ત્યાંથી ઘરનો વ્યકિત મડદાની આગળ ચાલીને થોડા-થોડા અંતરે પૂંજ મૂકતો જાય છે. જયાં ચાર ચોકડી કે ત્રણ રસ્તા પડે ત્યાં મડદાને ઊતારે છે. આ જગ્યા પરથી મડદાનું મોં ઉત્તર દિશા તરફ રહે એ રીતે નીચે ઉતારે છે.

**સ્મશાન વિધિ :**

સ્મશાનમાં અગાઉથી લાકડાં ગોઠવી દેવામાં આવે છે. કુટુંબના નિકટના ચાર વ્યકિતઓ સ્નાન કરી એક ઘડો પાણી ભરી લાવે છે. મડદાના માથા તરફ ઘડો મૂકી તેના પર દિવો સળગાવી અગરબત્તી કરે છે. ચાર વ્યકિતઓ સ્નાન કરીને આવે તે વ્યકિતઓ મડદાને ચાર ફેરા ફેરવે, હાંડલી લીધી હોય તે વ્યકિત

આગળ ચાલી   પૂંજ મૂકતો જાય છે. લાકડાની ચૂલ પર મડદાને સૂવાડી દે છે. ઠાઠડીને ઊંધી વાળી કુહાડી વડે ટચકા મારે છે. ઠાઠડી છુટી કરી નાખે છે. રૂમાલ ભીનો કરી ભગત ઊભો રહે છે. સગાં-સંબંધીઓ મોં ધોવડાવી મડદાને જમાડે છે. ઠાઠડી પર લટકાવેલા નાળીયેર છોડીને ફોડી કોપરું પાણીમાં નાખે છે. મડદા પર ઓઢાડેલા કપડાં વધારે હોય તો બાજુમાં મૂકી સળગાવી દે છે.

**અગ્નિદાહ :**

સ્મશાનને ઘરનો વ્યકિત અગ્નિ લઈ ગયો હોય તે વ્યકિત હાંડલી પીઠ પાછળ રાખીને ઊભો રહે છે. મડદાના જમણા પગની બાજુમાં અગ્નિવાળી હાંડલી ઊંધી વાળી જમણા હાથમાં કુહાડી આપે છે. તેને હાંડલી બરાબર બતાવી દેવામાં આવે છે. ડાબા હાથમાં એક અગ્નિનું સળગતું છાણું (છીણુ) આપે છે. તેની આંખો ઉપર કોઈ વ્યક્તિ હાથ મૂકી કહે છે કે તમારા હાથમાં અગ્નિનું છાણું છે તે હેલમાં ખોસો. છાણું હેલમાં ખોસે છે. મડદાના માથા તરફ કુહાડી ઉખેડી ઊંધી બેસાડી જમીન પર ઠોકી મડદાને સ્પર્શ કરી ચાર ફેરા સામ-સામે નાખી કુહાડી  આપે છે. જમણા હાથે જોરથી કુહાડી મારી હાંડલી ફોડી નાખે છે અને જોરથી રડીને કહે કે હવે આપણે મળવાના નથી. આમ કરીને એક તરફ રડતાં રડતાં બેસી જાય છે. આમ હાંડલી લેનાર વ્યક્તિ અગ્નિદાહ આપે છે. મડદું સળગવા લાગે ત્યાર પછી કુટુંબના થોડાં સભ્ય રોકાય. ડાઘુએ આવેલા વ્યકિતઓ નદી, કોતર, નહેર વગેરે પાણીની વ્યવસ્થા હોય ત્યાં સ્નાન કરવા જાય, પહેરેલાં કપડાં ધોઈને પહેરી લે છે.

સગાં-સંબંધીઓ, કુટુંબીજનો તમામ સ્નાન કરી આવે ત્યારે રસ્તામાં એક વ્યકિત કુહાડી લઈ ઊભો રહે છે. તમામ આવેલા કુહાડીને એક - એક આંગળી અડાડી કાનની બુટ પકડે છે. તેની એવી માન્યતા છે કે સ્મશાનમાં જાય તે અપવિત્ર ગણાય છે. આ વિધિ કરવાથી પવિત્ર થાય, એમ માને છે.

**ગોઠની વિધિ :**

સગાં-સંબંધીઓ અને આવેલાં વ્યકિતઓ સ્નાન કર્યા પછી મરણ થયેલાં ઘર નજીક વૃક્ષ નીચે છાંયડે ગોળ આકારે બેસે છે, ત્યારે પુરુષોના માથે ટોપી કે પાઘડી પહેરતા નથી. તેમને તમાકુ-બીડી આપે છે. નાસ્તો, દારૂ, ખાંડ વગેરે પણ આપે છે. આ રીતે બેસીને બારમાની વિધિની ચર્ચા કરે છે. પુરુષનું મૃત્યું થયું હોય તો બારમું અને સ્ત્રીનું મૃત્યું થયું હોય તો તેરમું, અનાજ ખાતું હોય એવું બાળકનું મૃત્યું થયું હોય તો અગ્યિારમું કરે છે. આમ, ગોઠમાં બેસીને બારમાનો દિવસ ગોઠવે છે.

**હનવાણિયું વિધિ :**

ગોઠની વિધિ કર્યા પછી મૃત વ્યકિતના ઘરના આંગણે જઈ બધાં લોકો ઊભાં રહે છે. ઘરમાંથી સ્ત્રીઓ લોટામાં કે તપેલીમાં પાણી લઈ તેમાં અગ્નિનો સળગતો અંગારો નાખે તે પાણી હનવાણિયું એટલે કે પવિત્ર થાય, એવું માને છે. સગાં-સંબંધીઓ બારણા આગળ ઊભાં હોય ત્યાં મોંમાં પાણી લઈ કોગળા કરી માથે છંટકાવ કરે પછી જ ઘરમાં જઈને બેસે છે.

**બહેનો દ્વારા થતી વિધિ :**

મડદાને ઘરની બહાર કાઢે છે ત્યારે બહેનો વિસામાં સુધી જાય છે અને વિધવા બહેનો વિધિ કરે છે. મડદાને ઉંચકી લઈ જાય ત્યારે બહેનો ખુબ રડીને નીચે બેસી જાય છે. કુટુંબની બે-પાંચ સ્ત્રી મૃતકના ઘરે જઈ, મળદાને જે જગ્યા પર ઉંઘાડવામાં આવ્યું હોય, તે જગ્યાને છાણ વડે લીંપવામાં આવે છે. વિસામે વિધિ કર્યા પછી બહેનો દાતરડું અને ડાંગર, લોટામાં પાણી લઈ કોતર, નદી, નહેર વગેરે સ્નાન કરવાની વ્યવસ્થા હોય ત્યાં જાય છે. સ્નાન કરી ભીંના કપડાં પહેરી વિધિ કરવાની જગ્યાએ બેસી જાય છે. સ્ત્રીઓ વાળ છૂટા રાખે છે. આ વિધિ પુરી થયાં પછી ઘરની મૂખ્ય સ્ત્રી આગળ ચાલે અને બાકીની સ્ત્રીઓ એક લાઈનમાં ચાલે છે. મૃતકના ઘરના આગળના દરવાજે બધી બહેનો આવી રડે છે.

**જીવજોવાની વિધિઃ**

દહન વિધિ કર્યા પછી તે દિવસે સાંજે જે સ્થળે મૃત્યું થયું હોય તે સ્થળ પર જુવારના લોટની નાની ઢગલી કરી થાળી લઈ ગોળ આકારે ફેરવી સપાટ ઓટલી જેવું બનાવી, ચોખાના લોટની નાના-નાની ઢગલી કરી, તેના પર દીવો સળગાવી બીજાના ઘરેથી આવેલું (ભાણું) ભોજન મૂકે છે. તેના પર થાળી ઓઢાડી દેવામાં આવે છે. સવારે થાળી ખોલીને જુએ છે. મૃતકને કયો અવતાર મળ્યો છે, તે ઢગલી પર પડેલા ચિન્હ્ પરથી નક્કી કરે છે.

**સૂતકવિધિ :**

સૂતકની વિધિ મૃત્યુ પછીના ૬ દિવસે અથવા ૯ દિવસે ચોખ્ખું કરે છે. આ દિવસે આખું ઘર છાંણ-માટીથી લીપવામાં આવે છે. કુટુંબના વ્યકિતઓ દાઢી, મૂંછ, માથાના વાળ ઉતારે છે.

**બારમાની વિધિ :**

મરણોત્તર ક્રિયાની આ વિધિ શાસ્ત્રોકત રીતે અથવા ભગત કરે છે. સવારે મસાણ વિધિ પતાવી, ખાંધિયા જમાડી, શાંતિઓમ કરી પૂછપાણીની વિધિ સવારથી બપોર સુધીમાં પતાવી દે છે. ખાંધિયા જમાડવા, ફળિયું જમાડવું તથા સગાસંબંધીને જમાડવાની વિધિ ખૂબ જ ખર્ચાળ છે. માત્ર પાંચ ખાંધિયાને જમાડીને જ આ વિધિ પૂર્ણ કરે છે. રાત્રે કવડો વળાવવાની રીત બંધ કરવામાં આવી છે. આ રીતથી સગાસંબંધી, સ્નેહીઓ, નાના બાળકો ખૂબ જ હેરાન થાય છે. સવાર સુધી જાગરણ કરવું પડે છે, રડી કકળીને આ વિધિ કરવામાં આવે છે. સમાજમાં બારમાની વિધિના દિવસે પોત નાખવાની પ્રથા છે. શોક મગ્ન વાતાવરણમાં આ પ્રથા બિલકુલ તાલમેલ વગરની હોવાથી આ પ્રથા સદંતર નાબૂદ કરવામાં આવી છે. બારમાની વિધિ બાદ કેટલાક લોકો રડવા કૂટવાના પ્રસંગો ઊભાં કરે છે. તે બંધ કરવામાં આવ્યાં છે. મૃત્યું થયાં પછી બાર દિવસ સુધી વિસામો મૂકવાની પ્રથા બંધ કરવામાં આવે છે. વિસામો માત્ર સૂતકના દિવસ સુધી જ મૂકે છે. વરસીની વિધિ બારમાનાં દિવસે જ પતાવી દેવામાં આવી છે. ચાની શાખ પાડવામાં આવે છે.

## લગ્નમાં ગોત્રની ભૂમિકા

### ગોત્ર-કુળમાં લગ્ન :

હળપતિ સમાજે લગ્નની બાબત માટે કેટલાંક નિયંત્રણો મૂક્યાં છે, જેને અનુસરવાનું તેઓ ઉચિત ગણે છે. લગ્ન ગોઠવવા માટે એક મધયસ્થી હોય છે. દહેજ પ્રથા અહીં કન્યાને આપવી પડતી કિંમતનો રિવાજ છે. વીંટો એટલે કે ગોળ-એકડાનો રિવાજ છે અને આમાં કેટલાંક ગામોનું વર્તુળ નક્કી કરવામાં આવે છે. આ ગામોની અંદર લગ્ન વ્યવહાર થઈ શકે નહીં. આ બાબતમાં તેઓનું સાંસ્કૃતિક જીવન અગત્યનો ભાગ ભજવે છે. તેઓ પોતાના ગોત્રમાં જ લગ્ન કરે છે. બીજા ગોત્રમાં લગ્ન કરતાં નથી. તેમની વીસ જેટલી પેટાજાતિઓ છે.

### અપહરણ વિવાહ :

કન્યાનું બળજબરીથી અપહરણ કરીને લગ્ન કરવા 'અપહરણ વિવાહ' છે. આમાં માતા પિતાની સંમતિ વગર લગ્ન કરવામાં આવે છે. કોઈ યુવાન છોકરાને મેળા કે તહેવારોમાં ફરતાં કોઈ યુવાન છોકરી ગમી જાય અને તેને પોતાની જીવનસાથી બનાવવાની ઈચ્છા હોય તો તેવો યુવાન પોતાના મિત્રો સાથે તેને બળજબરીથી ઉપાડી જાય છે. મોટેભાગે સામાજિક રીતે તેની પતાવટ કરીને છોકરા છોકરીને જીવન જીવવાની છૂટ આપી દેવાતી હોય છે. આ પ્રકારના લગ્નમાં ઘર-કુટુંબને મોટા ખર્ચાઓ ભોગવવા પડતાં

નથી.

**મરજીલગ્ન :**

જો છોકરા છોકરી એકબીજાના પ્રેમમાં હોય અને તેમની જીવવાની ઈચ્છા હોય તો તેવા છોકરા છોકરીઓ ક્યારેક કુટુંબની પરવા કર્યા વગર ઘર છોડી ભાગી જઈ અન્ય સમાજ સાથે પણ લગ્ન કરી લેતાં હોય છે, તેને છોકરા છોકરીનું મરજીથી થયેલું લગ્ન કહે છે.

**ઘરજમાઈ :**

જો કોઈના ઘરમાં છોકરો ન હોય અને માત્ર છોકરીઓ જ હોય તેવા માં-બાપ પોતાની સંપત્તિને સાચવનાર તરીકે કોઈ એક છોકરી માટે ઘરજમાઈ લાવતાં હોય છે. ખાસ કરીને મોટી છોકરીને ઘર જમાઈ લાવે અને નાની છોકરીઓને પરણાવી દે છે.

**સામાજિક લગ્ન :**

છોકરા છોકરીના બન્ને પક્ષેથી રાજીખુશીમાં સમાજની રીતથી જે લગ્ન કરવામાં આવે છે, તેને સામાજિક પ્રકારનું લગ્ન ગણવામાં આવે છે. મોટેભાગે સમાજ આ પ્રકારના લગ્નસંબંધોને સમાજના વ્યવહાર મુજબના લગ્ન તરીકે ઓળખે છે. આવી રીતે જોડાયેલા સ્ત્રી પુરૂષનું સમાજજીવનમાં પણ ઘણું માન રહેતું હોય છે. પરંતુ આ પ્રકારના લગ્નમાં ઓછી આવકવાળા કુટુંબોને દેવામાં ડૂબી જવાનો પણ વારો આવે, એવી

સ્થિતિ જોવા મળે છે.

**ઘરઘૂસણિયું :**

ક્યારેક કોઈ છોકરો કોઈ છોકરીના પ્રેમમાં હોય અને તેમની લગ્ન કરવાની ઈચ્છા હોય અને કુટુંબનાં લોકોની ઈચ્છા ન હોય તેવા સંજોગોમાં છોકરી છોકરાના ઘરમાં ઘૂસી આવે છે. તેવા લગ્નને 'ઘરઘૂસણિયું' કહે છે.

**વિધવા-વિધૂર પુનર્લગ્ન :**

છૂટાછેડા થયાં હોય પતિ કે પત્ની કોઈ એકનું મૃત્યુ થયું હોય તો ફરી લગ્ન થાય છે. પત્નીને સંતાન ન થતા હોય, ત્યારે પતિ બીજા લગ્ન કરી શકે છે.

**લગ્નવિધિ**

હળપતિ સમાજમાં જૂના સમયમાં છોકરાઓ માટે કન્યાની પસંદગી વડવાઓ અને મા-બાપ કરતાં હતાં. છોકરાઓને કન્યા જોવાની તક પણ ન મળે. હાલનાં સમયમાં સગાં-સંબંધીઓ કે કોઈપણ વ્યકિત લગ્નનું ચોકઠું ગોઠવે તેને 'વહટાળિયો કે વસ્તારિયો, માજી' કહેવાય છે. જે લગ્ન ગોઠવવા માટે એક મધ્યસ્થિ હોય છે. જેના દ્વારા છોકરાના ઘરની સ્થિતિ છોકરી પક્ષવાળાને જણાવી વિશ્વાસમાં લેવામાં આવતાં. છોકરા છોકરીના મા-બાપ રાજી થયા પછી જ વાત આગળ ચાલે. બંન્ને પક્ષને મંજૂર હોય તો કુટુંબના

વડીલો-કુટુંબીજનો છોકરીને ઘરે જોવા જાય, જેથી છોકરીને બધા વ્યવસ્થિત જોઈ શકે. છોકરા-છોકરી પસંદ કર્યા પછી છોકરાનું ઘર જોયા બાદ લગ્નની વાત નક્કી કરવામાં આવે છે.

**ચાંદલા વિધિ :**

સગાઈના દિવસે છોકરા પક્ષના સંબંધીઓ છોકરાને લઈ છોકરીના ઘરે જાય, ત્યાં ગામના આગેવાનો ની હાજરીમાં સગાઈ વિધિ કરવામાં આવે છે. જેમાં બે પાટલા મૂકી તેના પર છોકરા-છોકરીને ઊભાં રાખીને છોકરીની ભાભી, મા અથવા બહેન થાળીમાં ચોખા-કંકુ, નાળિયેર, અગરબત્તી વગેરે પૂજાનો સામાન લાવે, બન્ને એક-બીજાને ફૂલહાર પહેરાવી, વડીલોને પગે લાગે છે. સગાં-સંબંધીઓ, વડીલો રિવાજ મુજબ હાથમાં કે ખોળામાં પૈસા આપે છે. છોકરા પક્ષવાળા ગોળ કે સાકરનો 'પોડો' લાવ્યાં હોય તે છોકરા-છોકરીને ખવડાવે છે. છોકરીને છોકરા પક્ષ તરફથી આપવાની થતી ચીજ-વસ્તુઓ આપવામાં આવે છે. જૂના જમાનામાં દારૂ-તાડી ખાખરના પાનમાં શાક પાડી, દહેજની લેણી-દેણી થતી અને લગ્નની તારીખો નક્કી થતી. આમ, ચાંદલા વિધિ થાય છે.

હાલના સમયમાં લખાણ કરે છે. પહેલાના સમયમાં મૌખિક રીતે છોકરા-છોકરીને પૂછવામાં આવતું. તમને છોકરા-છોકરી બન્ને ને ગમે છે? એવું વડીલોની હાજરીમાં પૂછવામાં આવતું હતું. હાલના સમયમાં બન્ને પક્ષના વડીલો ભેગાં થઈ ગામનું નામ, બન્ને પક્ષ સગાં-સંબંધીનું નામ, પિતા-પુત્રનું નામ લખીને આજથી અમે સગાઈ લગ્ન નક્કી કર્યા છે, એવું લખાણ કરી બન્ને પક્ષના વડીલોની સહીઓ કરવામાં આવે

છે. તેમાં ઘરેણાં-મંગળસૂત્ર, ચાંદીની ફોચી, ઝુલવાળી ઝાંઝર, સાંકળા વગેરે ઘરેણાં નક્કી કરીને નોંધ કરે છે.

**નોતરા વિધિ :**

લગ્નના પાંચ દિવસ અગાઉ સગાં-સંબંધીઓના ઘરે ચોખા પીળા હળદરવાળા કરી 'નોતરા' મોકલે છે. હાલમાં નોતરાને બદલે કંકોત્રી છપાવીને મોકલે છે. જે દિવસે હળદર લગાડવામાં આવે, તે દિવસે કન્યાના ઘરે લગ્ન મોકલવામાં આવે છે.

**પીઠીચોળવાની વિધિ :**

લગ્નમાં નવ દિવસ પીઠી લગાવવાનો રિવાજ હતો, પરંતુ હાલના સમયમાં ત્રણ કે પાંચ દિવસ પીઠી લગાવે છે. આ સમયે તૂરવાળા પણ આવી જાય છે. વર કે કન્યાના ભાભી પહેલા તેલ અને દહીં લગાડી પાટલા પર વર કે કન્યાને બેસાડીને દિવસમાં ત્રણ વખત હળદર લગાવે છે.

**ખત્રીદેવની પૂજા :**

પીઠી ચોળવાના દિવસે સાંજે હિમાળીયા દેવની પૂજાવિધિ કરે છે. જેમાં વર કે કન્યાના ઘરમાં ગોત્રીજની સ્થાપના કરી હોય તે જગ્યાએ બે માટલી પાણી ભરીને મૂકે છે. તેની ઉપર સોપારી, પૈસા, ચોખા, નાળિયેર મૂકીને દીવો સળગાવી ભાભી થાળીમાં ચોખા લઈ કૂળદેવીની પૂજાવિધિ કરે છે.

**ખાંડણિયાની પૂજાવિધિઃ**

વર-કન્યાને ખાસ કરીને તેની ભાભી ગાયના છાંણથી ખાંડણિયાને લીપણ કરી 'ઉખળ' પાસે બેસાડે છે. સાંબેલાની પૂજાવિધિ કરી તેના પર એક રૂપિયો મૂકી ઘરના મોભ પર ભગત ચોંટાડે છે. જયારે રૂપિયો ઘરના મોભ પર ચોંટી જાય ત્યારે લગ્ન જીવન સફળ થશે, એવું માને અને નહિ ચોંટે તો પોતાના પૂર્વજની કોઈ વિધિમાં ખામી હશે, એવું માની પોતાની કુળદેવીની પૂજા કરે છે.

**મંડપમહૂર્ત :**

મંડપમહૂર્તના દિવસે ચાર થાંભલી આંબા કે અન્ય ઝાડની રોપી પાણીથી ધોઈ નાખી અબીલ ગુલાલ, કંકુથી તિલક કરી ભગત નાળિયેર વધેરીને તેનો પ્રસાદ કરે છે. વર કે કન્યા સાથે રાખી માંડવા પર વાંસ, ઉંબરા, લીમડાના પાન, ખજુરીના પાનની છાલ કાઢી તોરણ માંડવે બાંધે છે. તેને 'હુડા' બાંધે એમ કહેવાય છે. ગામમાં રહેતા આદિમજૂથના લોકો તોરણ લઈને આવે છે. તેઓ મંડપ બનાવતી વખતે નીચે પડેલો કચરો વાળે ત્યારે પૈસા આપે છે. તેમને પ્રસંગ અનુસાર જુવાર રોટલા, ભાત, રીંગણ, વાલનું શાક ખવડાવે છે. સાંજે તૂરવાળા આવે તેની પૂજાવિધિ કરે છે.

સમગ્ર વિધિ બાદ રાત્રે નાચવાની મજા માણે છે. લગ્ન પ્રસંગે તાલબધ્ધ નૃત્ય કરતાં સ્ત્રી-પુરુષો તૂરથાળીના નાદે જૂદાં-જૂદાં તાલે નૃત્યોની રમઝટ જમાવે છે. બહેનો મંડપ શણગારના ગીતો ગાઈ છે. લગ્ન પ્રસંગમાં આવેલા સગાં-સંબંધીઓ તેમજ ગામના લોકો વર કે કન્યાને મંડપ નીચે બેસાડી ચાંદલાવિધિ

કરે છે.

**જાન જવાની વિધિ :**

વરને ગરમ પાણી કરી માંડવે ભાભી સ્નાન કરાવે છે. વરને કપડાં પહેરાવી, માથે ફેટો બાંધે કેડમાં તલવાર કે સોપારી કાપવાની સૂડી રાખે છે. ગળામાં ફૂલનો હાર પહેરાવે છે. પહેલાનાં સમયમાં વર ધોતી પહેરતા હતા. થોડાં ઘણા ઘરેણાં પણ પહેરે છે. ગાડામાં બેસાડી જાન નીકળે તે પહેલાં વધામણું કરી વધાવી કન્યાના ઘરે જાન પહોંચે છે. ગાડામાંથી વર ઉતરે તે સમયે બળદની નાથ પકડે ત્યારે નાળિયેર અથવા પૈસા માંગે તો આપવા પડે છે. કન્યાના ઘરે ઝાંપો બનાવવામાં આવ્યો હોય ત્યાં જાનૈયાઓ ઊભાં રહે છે. કન્યાપક્ષના યુવાનો ઝાંપે વાંસ આડો કરી દે છે. કન્યાની માતા વધામણું કરી પ્રદક્ષિણા કરે ત્યાર પછી જ જાનૈયાઓ માંડવામાં આવે છે.

**જાનનો પડાવો :**

જાનૈયાઓની બેઠક વ્યવસ્થા અલગ ગોઠવવામાં આવે છે. તેઓ મંડપમાં આવે ત્યારે બન્ને પક્ષના તૂર વગાડવાવાળા સામ-સામે ખુબ મોટા અવાજે વગાડે છે. વરને ખાટલે કે ખુરશીમાં બેસાડે છે. બાકીના જાનૈયા નીચે ટાટપતરી કે ગાદલા પર બેસે છે. જાનૈયાઓ બેસી ગયા પછી કન્યાની માં વરરાજાને પાણી પીવડાવે છે, ત્યારે લગ્ન ગીતોમાં એક-બીજા પક્ષને ખિજવતાં ગીતો ગાય છે. કન્યાપક્ષના પંચો મળવા જાય છે. થોડીવારમાં કલવો ખવડાવવાની વિધિ કરે છે. ભાભી વરને સીરો ખવડાવે છે. કન્યાના ઘરેણાં, કપડાં

અગાઉથી આપી દેવામાં આવે છે. જેથી કન્યા તૈયાર જ હોય છે.

**સૂતરવિધિ :**

વરને મંડપમાં ચોરીએ બેસાડે છે. થોડીવારમાં કન્યાની માતા અથવા ભાભી વધામણું લઈ આવે છે. વર કન્યાને સૂતરનો દોરો અથવા નાળાસળી સાતવાર વીંટાળીને બન્નેના ગળામાં પહેરાવી ભગત વિધિ કરે છે.

કારી ગાંડી સાવાધાન
વાજા-વાંજિત્રો સાવધાન
ગીતારીયો સાવધાન
કન્યાને પધરાવો સાવધાન

આમ ભગત મંત્રોચ્ચારની વિધિ કરે છે. મંડપ નીચે ચોરી બનાવી તેના પર દીવો સળગાવે છે. સામ-સામે તિલક કરી કન્યાને મંગળ સૂત્ર પહેરાવે છે. ચોરીમાં નાળિયેર અને છાણા સળગાવી ધૂમાડો કરી વર-કન્યાને ચોરી ચારેય બાજુ ચાર ફેરા આગળ-પાછળ ફેરવે છે. કન્યાની માતા અથવા ભાભી કમરે અથવા હાથે પકડીને ઘરની અંદર લઈ આવે છે.

**કન્યાદાન :**

વર-કન્યાને ચોરીમાં બેસાડીને કન્યાની માતા અથવા ઘરના કોઈપણ વ્યકિત કન્યાને ઘરની જરૂરી ચીજવસ્તુઓ કન્યાને કન્યાદાન આપે છે. સગાં-સંબંધીઓ, ગામની બહેનો કન્યાદાનમાં વાસણો અથવા પૈસા આપે છે. લગ્નવિધિ પૂર્ણ થયા પછી જાનૈયાને જમાડે છે. વરને ઘરની અંદર જમવા માટે લઈ જાય છે. બાકીના જાનૈયાઓને મંડપ નીચે બેસાડીને વાલનું શાક અને રોટલા અથવા શિરો જમાડે છે. વરની સાથે બેન-બનેવી પણ સાથે બેસે છે. જમ્યા પછી વરને ખાટલે બેસાડવામાં આવે છે. કન્યાવિદાયની તૈયારી કરે ત્યારે કુટુંબીજનો સગાં-વ્હાલા શોકમય વાતાવરણ બની જાય છે.

**વરપક્ષની વિધિ :**

લગ્નવિધિ પૂર્ણ થયા પછી જાન પરત વરરાજાના ઘરે આવે ત્યારે નાના છોકરાંઓ ઘરના બારણા બંધ કરી દે છે. તેમને દક્ષિણા આપે ત્યારે દરવાજો ખોલે છે. બારણે વર-કન્યાને વધાવે પછી જ પ્રવેશ કરાવે છે. વરના ઘરે ગોતરીજ ભરેલો હોય વર-કન્યાને બેસાડે છે. ઘરની અંદર-બહાર ચાર ફેરા ફરી બન્નેના હાથે બાંધેલી નાડાસળી વારા-ફરતી બનેવી ચાર ગાંઠ બાંધી છોડાવે ત્યારે છેલ્લી ગાંઠ ખેંચીને બાંધે ત્યારે છુટવામાં તકલીફ ઊભી થાય છે, ત્યારે બનેવી કન્યાને પૂછે છે કે બોલો ખાલી કે ભરેલું ત્યારે કન્યા ભરેલું એવો જવાબ આપે છે. આ જીવનમાં સુખઃદુખ આવશે, તેને પાર કરીને જીવન જીવવું એવો આ ગાંઠનો બોધ મળે છે.

**આણું :**

લગ્નના બીજા દિવસે આણું કરવામાં આવે છે. કન્યાના પિયરમાં આણું વાળવા વર સાથે બીજા પાંચ વ્યકિતઓ જાય છે. કન્યાપક્ષવાળા ખાવાનું સારું બનાવે છે. બધાને જમવા બેસાડે છે ત્યારે જમાઈ રિસાય જાય અને ખાય નહીં તો સાસુ કે સાળો જમાઈને પૈસા આપે ત્યારે જમાઈ જમે છે. આવી રીતે કન્યાનું પણ આણું કરવામાં આવે છે.

## દેવનો ખ્યાલ

આદિવાસીઓની પૂજાને ખૂબજ મહત્વ આપવામાં આવ્યું છે. પૂજાનો મહિમાં પ્રાચીન કાળથી ચાલતો આવ્યો છે. તેઓ દિલથી મગ્ન બની પૂજા માટે તન-મન-ધન સર્વસ્વ લૂંટાવી દેવ-દેવીઓની પૂજા-અર્ચના કરે છે. કેટલાંક અગત્યના દેવો છે, જે હળપતિના દૈનિક જીવન પર ઘણી અસર કરે છે. તેઓનો સૌથી મોટો દેવ ભરમદેવ છે. બળિયાકાકા, શીતળાદેવી, આકાશ દેવી, પેટફોડી માતા, ખોખલીમાતા, વેરાઈ માતા, દેવલી માતા, કંસારી દેવી, સૂર્ય, ચંદ્ર, તારા, જલ, વાયુ, તેજ, ધરતી વગેરેને દેવ તરીકે માનીને પૂજા કરે છે. મૂખ્યત્વે સુખાકારી, વંશવૃધ્ધિ તેમજ સર્વ પ્રકારની સમૃધ્ધિ માટે તેઓ દ્વારા અમુક ચોક્કસ દિવસે પૂજા થાય છે.

**ઘરના દેવદેવીઓ :**

**કંસારી દેવી :**

કંસારી દેવી એટલે કણની-અનાજની દેવી. ખાસ કરીને ધરમપુર તાલુકાના હળપતિઓ આ દેવીને માને છે. લણણીની મોસમ પહેલાં તેની પૂજા કરવામાં આવે છે. એના આશીર્વાદથી ધાન પુષ્કળ પાકે એમ મનાય છે. બધા જ આદિવાસીઓમાં કંસરી દેવીની પૂજા અર્ચનામાં થોડાં-ઘણાં અંશે ફેરફાર જોવા મળે છે. દરેકના ઘરમાં કંસરીમાતાની સ્થાપના કરવામાં આવે છે.

**ગામના દેવદેવી :**

માવલીમાતા, વેરાઈમાતા, મેલડી અને ભવાની માતા વગેરે દેવી શકિતમાં માની પૂજા કરે છે. વેરાઈમાતા તમામ દુઃખોનું નિવારણ કરે છે, એમ મનાય છે. ખાસ કરીને નોરતામાં ઘેરૈયા ગામડાંમાં દસ દિવસ માટે ફરવા નીકળે છે ત્યારે વેરાઈમાતા, મેલડીમાતા અને ભવાની માતા આ ત્રિપુટીની પૂજા કરે છે. જયારે મુસીબત આવી પડે અથવા ઘરમાં લગ્ન જેવાં પ્રસંગ આવે ત્યારે તેઓ દેવલીમાતાની બાધા રાખે છે.

**બાળકોના દેવ-દેવી :**

બળિયાકાકા/શીતળાદેવી, ઓરી અને એવા પ્રકારનાં ફોલ્લાવાળા દર્દો થાય છે ત્યારે તેઓ બળિયાકાક અથવા શીતળા દેવીની બાધા રાખે છે. બાળકની તબિયાત સારી થાય પછી માતાની પૂજા અર્ચના કરીને

બાધા ફેડે છે.

**પ્રાકૃતિકરૂપમાં દેવદેવી :**

આકાશ દેવી ઘર બહાર રમતાં બાળકોને અચાનક કંઈ દર્દ કે તકલીફ થાય એ સંજોગોમાં આકાશી દેવીની બાધા રાખવામાં આવે છે. સૂર્ય, ચંદ્ર, ધરતી, પાણી, વીજળી, મેઘ વગેરેને પ્રાકૃતિક દેવો માનવામાં આવે છે. સમાજમાં સારા-નરસા એમ દરેક કાર્યમાં તેની પૂજા વિધિ થાય છે.

**બિમારી માટેના દેવદેવી :**

**ભરમદેવઃ**

કોઈક રોગચાળો ફાટી નીકળે ત્યારે ભરમદેવની આરાધના કરવામાં આવે છે. પીપળો, સીસમ, સાવરના વૃક્ષ નીચે મંદિર બનાવી આ દેવની સ્થાપના કરેલી હોય છે. ગામે-ગામ આ દેવની સ્થાપના થાય છે. લાકડા-માટીમાંથી બનાવેલા આ દેવના વાહન તરીકે માટીના ઘોડા બનાવાય છે. ગામમાં કોઈ બીમાર પડે, આફત આવે ત્યારે આ દેવની પૂજા થાય છે.

**સ્ત્રીઓના દેવદેવીઃ**

**પેટફોડીમાતા :**

સ્ત્રીને પ્રસૂતિ થતાં વાર લાગે અને ખુબ કષ્ટ થાય ત્યારે પેટફોડી માતાનું સ્મરણ કરવામાં આવે છે. કોઈપણ વ્યકિતનું ધારેલું કામ થાય છે ત્યારે જે માનતા રાખી હોય તે છૂટે છે. પશુઓ માટે પણ આ દેવીની માનતા રાખે છે.

**ખોખલીમાતા :**

ખોખલી એટલે ઉધરસ. તેઓના પ્રદેશની આબોહવા ભેજવાળી હોવાથી ત્યાં ઉધરસનો ઉપદ્રવ વધારે છે. ઉધરસની તકલીફમાંથી બચવા તેઓ ખોખલી દેવીમાં માને છે, જે ઉધરસ અટકાવનાર અને મટાડનાર છે.

**બીજા અન્ય દેવ :**

ભાથીજી મહારાજ, શંકર ભગવાન, રામ-સીતા, ગણપતિ, અંબામાતા, કાલિકામાતા, હનુમાન, રામદેવપીર વગેરે હિન્દુ દેવદેવીને પણ માને છે. આ ઉપરાંત હળપતિ આદિવાસીઓમાં કબીરપંથ, કૈવલપંથ, સનાતન ધર્મ, શિવપંથ, સ્વામી નારાયણ વગેરે ધર્મસંપ્રદાયનો પ્રચાર થયેલો જોવા મળે છે.

આ સમાજમાં કુટુંબનો વડો પુરુષ ધાર્મિક કાર્ય કરે છે. દેવ-દેવીઓનું પૂજન કુટુંબનું કર્તવ્ય ગણાય છે. તેથી તેઓ ધાર્મિક ક્રિયાકાંડો અને પૂજા વગેરે કાર્યોની જવાબદારી સંભાળે છે. કુટુંબનો વડો જયાં સુધી જીવતો હોય ત્યાં સુધી ધાર્મિક કાર્યો કરવાની પોતાની ફરજ ગણે છે. સામાજિક પરિવર્તન અને ગતિશીલતા

માટે તેઓ શાકાહારી બને છે અને મુકિતધર્મ, કેવળપંથ, રામાપીર, સ્વાધ્યાય જેવાં સંપ્રદાયના અનુયાયીઓ બન્યા છે.

**હળપતિ ઉત્સવ-પર્વો**

હળપતિઓના તહેવારો મૂળ ખેતીની મોસમ પ્રમાણે ગોઠવાયેલાં હતાં. પરંતુ હાલમાં તેઓ હિંદુ લોકોના તહેવારોને અનુસરે છે. હળપતિઓનો સૌથી મોટો તહેવાર દિવાસો છે. આ તહેવાર જે આનંદ અને ઉત્સાહથી ઉજવે છે, અનું વર્ણન કરતાં તેઓ કહે છે 'દિવાસો તો હળપતિઓનો જ' આ તહેવારમાં કુંવારી કન્યાઓ મોટા પાયા પર ઢીંગલી-ઢીંગલાનાં લગ્ન કરે છે. આ ઉત્સાહમાં માત્ર કુંવારી કન્યાઓ જ ભાગ લઈ શકે છે. આ તહેવારના માધ્યમ દ્વારા કુંવારી કન્યાઓને કેટલીક વાર યોગ્ય જીવનસાથી પ્રાપ્ત થાય છે, એવી માન્યતા છે.

નવરાત્રિનો તહેવાર પણ ઘેરૈયામંડળીઓ બનાવી નોરતાની નવરાત ઉજવે છે. તેઓ વીસ-પચ્ચીસ મંડળીઓ બનાવી ગામેગામ જઈ નાચ-ગાન કરે છે. તેઓ શીતળા સાતમ, દિવાળી, હોળી વગેરે તહેવારો પણ ઉજવે છે. પરંતુ 'દિવાસો' અને 'નવરાત્રિ' ના તહેવારોને ખાસ મહત્વ આપે છે. આ બધા તહેવારોનું ખાસ લક્ષણ એ છે કે તે પ્રસંગે હળપતિ સ્ત્રીઓ, પુરૂષો અને બાળકો પણ નૃત્યમાં ચકચૂર બને છે.

**હોળી :**

હોળી એ હળપતિ આદિવાસીઓનો મોટામાં મોટો મહાત્મ્ય ધરાવતો તહેવાર મનાય છે. ફાગણ સુદ એકમથી જ આ તહેવારની ઉજવણી માટે તૈયારીઓ શરૂ થઈ જાઈ છે. પેટિયું રળવા બહારગામ જતા હળપતિઓ આ પર્વે માદરે વતનમાં આવી જાય છે. આ પ્રજા હોળીનાં ગીતો ગાઈ, વાદ્યોની મસ્તીમાં ઝૂમે છે. જાણે દેવી-દેવતાઓ પણ એમના નૃત્યને નિહાળવા ઉતરી આવતા ન હોય. ગામડે- ગામડે હોળીઓ પ્રગટાવાય છે. આ સમાજમાં હોળીબાઈનાં ગીતો ગવાય છે. આ ગીતો દ્વારા જૂદી જૂદી આદિવાસી દેવીઓને હોળી પ્રસંગે ઉપસ્થિત રહેવા વિનવવામાં આવે છે. હળપતિઓ માટે હોળી-દિવાળીના તહેવારો ખૂબ જ મહત્ત્વના છેઃ

મોટી મોટી ધોતીવાળા મારા કયા ભાઈ,
ઓરીએ રમવા આવે,
મોટી મોટી ધોતીવાળા મારા-ભાઈ આવે,
ઓરીએ રમવા આવે,
વાંકી વાંકી ટોપીવાળા મારા કયા ભાઈ,
ઓરીએ રમવા આવે.

શીમળાના વૃક્ષ પર ફૂલો પર ફૂલો ખીલ્યાં છે. વસંતઋતુનું આગમન થઈ રહ્યું છે. એવા સમયે હોળીબાઈનું આગમન થાય છે. ચણાનાં ફૂલ પણ આવ્યાં છે. હોળીના દિવસોમાં ખજૂરનો મહિમા વધી જાય છે. ગ્રામ્ય વિસ્તારોમાં ભરાતાં હાટ - બજારોમાં ખજૂર અને ધાણીનું ખૂબ જ વેચાણ થાય છે.

## દિવાસો

દિવાસો પણ હળપતિ આદિવાસીઓનો ખૂબ જાણીતો તહેવાર છે. હળપતિ લોકો માનભેર દિવાસો મનાવે છે. આ દિવસે સૌ ભેગા મળી, ઢીંગલા-ઢીંગલી બનાવી, લગ્નોત્સવ ઉજવે છે. ઢીંગલા-ઢીંગલીને હળદર લાગાવીને લગ્ન ગીતો ગવાય છે. આ દિવસે બાફેલા ચોખાના લોટમાંથી ઉંડા (લાડુ) બનાવી વહેંચવામાં આવે છે. લગ્નોત્સવમાંથી વાજતેગાજતે ઢીંગલા-ઢીંગલીને નદીમાં તરતાં મૂકી દેવામાં આવે છે. આ સમાજમાં છોકરીઓ દર વરસે દિવાસાના દિવસની રાહ જૂએ છે. હળપતિ સમાજ આ પર્વની ઉજવણી વિશેષ રીતે કરે છે.

## રોટી વહેવાર /ખાનપાન, આહાર વિહાર સંબધી માન્યતા, માહિતી અને વિધિ

હળપતિ સમાજ પોતાની જ્ઞાતિમા રોટી વહેવાર કરે છે, અન્ય જ્ઞાતિઓમાં વહેવાર કરતાં નથી. આધુનિક સમયનાં બદલાવથી હાલનાં સમયમાં ખપ જણાય તો રોટી વહેવાર કરે છે. તે 'વાટકી' વહેવાર તરીકે ઓળખાય છે. પરંતુ ખરચા, વ્હોરીયા, વોહ્ડુળીયા જેવી જ્ઞાતિમાં ખાતા-પીતા નથી, પણ તેઓ હળપતિ સમાજના કુંટુંબમાં કે કોઈ સામાજિક પ્રસોગોમાં ભોજન કરે છે. તહેવાર હોય તો ગામમાં વસતા પોતાના લોહીના સંબંધીઓને તેઓ ઘરે જમવા માટે આદરપૂર્વક બોલાવે છે. કુટુંબની વડીલ સ્ત્રી કે પુરુષ આવેલ હોય તો પોતોના સગાંને ભાવથી સારા ભોજન જમાડે છે. કેટલાક દૂરના સગાં અથવા તો બીજા ગામે લગ્ન થયેલ દિકરીને તહેવારના દિવસે બનાવેલી વાનગીઓ મોકલાવી આપે છે. આમ, પોતના દિકરા

-દીકરીઓ, ભાણેજ અને જમાઈ કુટુંબમાં સાથે બેસીને જમે છે. તેમજ એકબીજાનાં ઘરે ખાવાનું મોકલવાનો રિવાજ છે.

તેઓ સામાન્ય રીતે ખોરાકમાં જુવાર, બાજરીના રોટલાં ખાય છે. રોટલા સાથે અળદ કે તુવેરની દાળ અથવા લીલા શાકભાજી હોય છે. તેઓ દાળ,ભાત વધારે પ્રમાણમાં ખાય છે. વિશેષમાં તેઓ ઝરકલાની ભાજી, પાલકની ભાજી, સરગવાની ભાજી, ચણાની ભાજી બનાવીને ખાય છે,

**ખાસ વાનગી :**

કોઈ મહેમાન આવે ત્યારે, લગ્ન પ્રસંગે, તહેવારે ઢેબરાં મૂખ્ય વાનગી તરીકે બનાવે છે. આ ઉપરાંત જુવારનાં ઢેબરાં, ચોખાના ઢેબરાં, પુરી, ભજીયાં, ચોખા કે ઘઉંના લોટના તીખા કે ગળ્યાં પુડા બનાવે છે. ઓ ઉપરાંત ચોખા, અડદ, મઠીયાનાં પાપડ, તેલ કે ઘીનો શીરો જેવી વાનગીઓ બનાવે છે. વારે-તહેવારે બકરાં-મરઘાંનું માંસ, દારૂ-તાડી ખાય પીએ છે. ઋતુ પ્રમાણે ફળો મળે છે,જેમ કે કેરી, જાંબુ, ટીમરું, આંમળા, તરબૂચ, ચીકું, સિતાફળ વગેરે ખાય છે.

**ઋતુ પ્રમાણેનો આહાર**

ખાસ કરીને વર્ષાઋતુમાં શરીર શ્રમ ઓછો થઈ જવાથી શરીરની પાચન શક્તિ ઓછી થાય છે. તેના કારણે હળપતિ સમાજ વર્ષાઋતુમાં હલ્કા ખોરાક લેવાનું સૂચન કરે છે. જેના કારણે પાચનક્રિયા સારી રહે અને સ્વાસ્થ્ય સલામત રહે. ખોરાક પચે નહીં તો પેટ ખરાબ થાય,જો પેટ ખરાબ થાય તો બિમારી લાગુ

પડે છે. પેટની તકલીફો ચોમાસા દરમિયાન વધે નહીં, તેથી ઉપવાસ કરવાની પરંપરા રહેલી છે.

**ખેતી અને વિધિ**

હળપતિ સમાજના કુંટુબો પાસે ખેતી નથી, પરંતુ તેઓ અનાવલ અને પાટીદારોના ખેતરોમાં હાળી તરીકે કામ કરે છે. કોઈપણ પાકની લણણી કરવી હોય કે વાવણી કરતાં સમયે ભૂત મામાના દેવસ્થળે નાળિયેર, દીવો, અગરબત્તી કરીને કામ શરૂ કરે છે. અખાત્રીજ ત્રીજને દિવસે ખેતીની શરૂઆત કરે છે.

**પ્રજનન સંબંધી માન્યતાઓ**

રજસ્વલા સ્ત્રીને 'અંગુળ'ની કહે છે. એટલે 'નાહવાની' આ સ્ત્રી ચાર દિવસ સુધી ઘરની રસોઈ બનાવું પાણી ભરવું કામો કરતી નથી. તે દિવસો દરમ્યાન તેને અપવિત્ર માનવામાં આવે છે. તે સ્ત્રી દેવની પૂજા કરવાની જગ્યાએ પણ ન જઈ શકે. તેનાથી કોઈ ધાર્મિક વિધિ પણ ન થઈ શકે. તેની સાથે જાતિય સંબંધ આ સમય દરમ્યાન રાખતા નથી.

જ્યારે 'નાહવાનું' બંધ થાય ત્યારે ગર્ભ રહ્યો એમ માને છે. તે લગભગ બધા સારી રીતે જાણે છે. જ્યારે કોઈ સ્ત્રીને ગર્ભ રહેતો ન હોય ત્યારે ભગત પાસે જઈને બાધાઓ લેવામાં આવે છે. કેટલીક વખત ગર્ભ ન રહે તો તે સ્ત્રીનો પતિ બીજી પત્નિ કરે છે.

ગર્ભ રહે ત્યાંથી સુવાવડ સુધી કોઈ ધાર્મિક વિધિ કરવામાં આવતી નથી. હિન્દુ ધર્મમાં જેમ ગર્ભ રહ્યાં

બાદ ગર્ભાધાન-સાત માસે 'ખોળો ભરવાનો' સંસ્કાર કરવામાં આવે છે, તેવો કોઈ સંસ્કાર કરવામાં આવતો નથી. હાલમાં ખોળો ભરવાની વિધિ કેટલાંક લોકો કરે છે.

**ગૂઢ વિદ્યા**

હળપતિઓ ભૂત, ચૂડેલ, ડાકણ વગેરેમાં માને છે. તેઓ 'નજર' માં પણ માને છે. બાળક કે કોઈ માંદું પડે તો નજર લાગી છે, એમ માને છે અને નજર ઉતારવા જાતજાતના ટૂચકાઓનો પણ આશરો લે છે. બાળકના કાનની બુટ્ટી, ગાલ ઉપર અને કપાળે ખેરાનાં ટપકાં કરે છે, જેનાથી નજર ઉતરી જાય એમ માને છે. નજર ઉતારવા સૂકા મરચાં પણ ઉતારવામાં આવે છે. એ મરચાં અગ્નિમાં નાખવામાં આવે છે. તેઓ ભગત અને ભૂવામાં પણ માને છે. પુરુષો અને સ્ત્રીઓ બંને ભગતનું કામ કરે છે. તેઓ કોઈ માતાના ભગત હોય છે અને પૂર્વજો કે ગુરુ પાસેથી આ વિદ્યા શીખેલા હોય છે. આ ભગત લીમડાંના પાંદડાંની વીંટી બનાવી, મંત્રોચ્ચાર કરી તેઓનાં દુઃખ અને રોગને સારાં કરે છે, એવું માને છે.

મંત્ર તંત્રનું કોઈ લેખિત સાહિત્ય હોતુ નથી. 'મંત્ર'ને ગૂઢ શક્તિ માનવામાં આવે છે. ભગતો મંત્ર દ્વારા શક્તિઓને વશ કરે છે. મંત્ર ગુપ્ત અને વ્યક્તિગત હોય છે. કેટલાક ભગતો મંત્ર દ્વારા સાપનું ઝેર, વિંછીનું ઝેર ઉતારે છે. એ ગુઢ વિદ્યા માનવામાં આવે છે. ભગત કોઈ વ્યક્તિનું દુઃખ મંત્ર દ્વારા દૂર કરે તો ભગતનાં મંત્રથી દુઃખ દૂર થયું, એવું માને છે.

હળપતિ સમાજમાં ધાર્મિક જીવન એક મહત્ત્વના અંગ તરીકે છે. તેમની પર આવતી આફતો, દુઃખો,

મુશ્કેલીઓ, ભય વગેરેથી બચવા માટે મંત્રતંત્રનો સહારો લે છે. સમાજ માટે તે એક અત્યંત ઉપયોગી સાધન છે. તાંત્રિક ક્રિયાના આધારનું મૂળતત્ત્વ મંત્ર છે. જેના વિના કોઈ પણ તાંત્રિક ક્રિયા શક્ય બનતી નથી. ભગતો મંત્ર શકિત દ્વારા પ્રાકૃતિક તત્વો અને શકિતઓ પર પ્રભાવ જમાવી શકે છે. મંત્ર સાધના નિષ્ણાત ગુરુ અથવા ભગત પાસેથી શીખે છે. આ પ્રકારની સાધનાનો સમય ચોક્કસ છે. વર્ષમાં દિવાળી પર્વમાં આવતી કાળી ચૌદશના દિવસને મહત્ત્વનો દિવસ ગણે છે. આ દિવસે મધ્યરાત્રીએ સ્મશાનમાં જઈ સાધના કરે છે. હળપતિમાં જૂદી જૂદી ક્રિયાવિધિની સાધના માટે સ્ત્રી, પુરુષ કે ભગત જાણકાર હોય છે. મુઠમારવી, ઝાપટમારવી, બફારો આપવો વગેરે.

ભૂત કે અન્ય વશીકરણ વિદ્યા કે મેલીવિદ્યા શીખવા માટે પ્રથમ ભગત પ્યાલા પીવડાવે છે. વિદ્યાનો મંત્ર ગોખાવી મંત્ર સાધના કરાવે છે. મંત્ર સાધના થઇ જાય પછી સાધક જાતે એકલા સ્મશાનમાં જઈને વિધિ કરે છે. એક વખત મંત્ર શીખ્યા પછી દર વર્ષે તેની સાધના કરવી પડે છે. તે વખતે દેવદેવીઓ તથા મેલા તત્ત્વોને જરૂરી ભોગ આપવો પડે છે. જો આમ ન કરે તો સાધકને નુકશાન પહોંચાડે છે, એટલે સાધક દર વર્ષે કાળી ચૌદશના દિવસે શીખેલી સાધનાને ફરીવાર તાજી કરે છે.

કેટલાક લોકો મેલી વિદ્યામાં વિશ્વાસ ધરાવે છે. સ્ત્રીઓ ડાકણ વિદ્યા જાણતી હોય એવું માનવામાં આવે છે અને તે ડાકણો માણસ કે પશુને મંત્ર-તંત્રથી મારી ખાય છે. ડાકણ તેની વિદ્યા વડે કૂતરું, બિલાડી જેવા રૂપો ધારણ કરે છે અને તે અન્ય સ્ત્રીઓને શિખવતી હોય એવું માને છે. ડાકણ વિદ્યા શિખવા માટે સ્ત્રીઓ મોડી રાત્રે સ્મશાને જતી હોય છે. જો સ્ત્રી પૂરે પૂરી ડાકણવિદ્યા શીખી જાય તો પછી તેને માણસ કે પશુના

કાળજાને ખાવાની ઈચ્છા થાય છે. તેને કોઈપણ પ્રકારનો ભોગ મળવો જોઈએ, એવું માને છે.

કોઈ વ્યક્તિ બિમાર પડે કે કંઈ પણ થાય એટલે તેને ભગત પાસે લઈ જવામાં આવે છે. દવા કરતાં ભગતની દવાઓમાં વધારે વિશ્વાસ રાખે છે. ભગતની પાસે જાય એટલે ભગત ખાખરાના પાનમાં ચોખા નાખીને જોઈ આપે કે આને શું થયુ છે? જો કોઈ વળગણ લાગ્યુ હોય તો મંત્ર તંત્રથી દૂર કરે છે. માટી તેમજ લોટમાંથી ભૂતની મૂર્તિઓ જૂદાં જૂદાં આકારની બનાવે અને બિમારને સામે બેસાડી મંત્રો બોલી તેના પરથી લીમડો અને ઉમરડાના ઝાડની ડાળીઓ ફેરવે અને જોરથી અવાજ કરે.

ભગત મૂર્તિઓ ડાળખાં અને મરઘું એકાંતમાં લઈ જાય છે. આમ વિધિ કર્યા બાદ દુઃખ દૂર થયાં પછી મરઘું, બકરું, દારૂ વગેરેમાંથી જેની બાધા રાખી હોયે તે નક્કી કરેલા દિવસે બલિદાનમાં આપે છે. ધાર્મિક ક્ષેત્રે ભગતનું સ્થાન ઘણું મહત્ત્વનું ગણવામાં આવે છે. ભગત એ ડૉકટર જેવું સ્થાન ભોગવે છે. નાનામાં નાના પ્રસંગે તેનું અગ્રીમ સ્થાન છે. ધાર્મિક ક્ષેત્રે તેનાથી લોકો ડરતાં પણ હોય છે. કારણ કે તે મંત્ર તંત્ર જાણે છે. ચોખ્ખી વિદ્યાનું કામ ભગત જ કરે છે. તે માણસ, પશુ-પ્રાણીઓના દુઃખો દૂર કરે છે.

હળપતિઓ ભૂત, ડાકણ અને ભગત ઉપરાંત વિવિધ દેવ-દેવીઓને પણ માને છે. કેટલાક અગત્યના દેવો છે, જે હળપતિના દૈનિક જીવન પર ઘણી અસર કરે છે. તેઓનો સૌથી અગત્યનો દેવ ભરમદેવ, બળિયાકાકા, શીતળાદેવી, આકાશી દેવી, પેટફોડી માતા, વેરાઈ માતા, દેવલી માતા, કંસરી વગરેને પણ માને છે .

## વારસાઈ

**સમાજ પાસેથી મળતી વારસાઈ :**

વ્યક્તિને સમાજ પાસેથી વારસામાં સાંસ્કૃતિક જીવનવ્યવહારની રીતભાત, પરંપરાનું જ્ઞાન અને અગાઉની પેઢીના અનુભવો વારસામાં મળે છે. તહેવારોમાં પૂજા વિધિ, રિવાજ, મૌખિક સાહિત્ય, લગ્ન ગીતો, ઘેરૈયા ગીતો, નૃત્યો વગેરે.

**કુટુંબ પાસેથી મળતી વારસાઈ :**

હળપતિ સમાજમાં કુટુંબનો વડો વારસાગત મિલકતનો માલિક છે. તે જીવે ત્યાં સુધી મિલકત તેને નામે રહે છે. કૌટુંબિક મિલક્તમાં વારસાઈનો અધિકાર કુંટુંબના વંશજોને મળે છે. તેમના રિવાજ અનુસાર પુત્ર કે પુત્રી બંનેને પિતાની મિલક્તમાં વારસદાર ગણે છે. છતાં વ્યવહારમાં હમેશા તેમ બનતું નથી. પુત્ર પિતાની મિલકતના સરખા ભાગીદાર બને છે. જયારે પુત્રીઓને પિતાની મિલક્તના ભાગ બાબતે કોઈ અધિકાર જોવા મળતો નથી.

**પિતાનું કર્જ કે વચન :**

મા-બાપની હયાતિમાં કોઈ પાસેથી કર્જ કાઢેલું હોય અને જો મા-બાપ તેને ચૂકવી શક્યાં ન હોય તેવા સમયે મૃત્યુ પામ્યાં હોય તો મા-બાપે કરેલું દેવું પોતાના પુત્રને માથે વારસાના રૂપમાં આવતું હોય છે. તે

દેવું પુત્રએ પોતોના માથે લઈ ભરપાઈ કરવાનું રહે છે. ક્યારેક માતા-પિતા હયાતિમાં કોઈને કોઈ વસ્તુ કે મિલકત આપવાનું વચન આપી ગયા હોય તો તે વચન તેના પુત્રએ નિભાવવું પડતું હોય છે.

**મિલક્ત, જમીન, ઢોરઢાંખર :**

મા-બાપની મિલકત, જમીન અને ઢોરઢાંખર પુત્રને વારસામાં મળે છે. જો મા-બાપને બે કે ત્રણ દીકરા હોય તો તેવા કુટુંબમાં ક્યારેક મા-બાપ જીવતાં હોય ત્યારે જ પોતોની મિલકત અને જમીન તથા ઢોરઢાંખરની વહેંચણી કરી આપે છે. ક્યારેક તેમના મરણ પછી દિકરાઓ પંચોની સાક્ષીએ મિલકતની વહેંચણી કરી લેતાં હોય છે.

**સંગીતવાદ્ય, ઉદ્યોગ, કસબ, સાહિત્ય, ઉપચાર, ઔષધિયજ્ઞાન :**

હળપતિ સમાજમાં જોવા મળ્યું છે કે કોઈ કુટુંબ કે વ્યક્તિ પરંપરાગત વ્યવસાય સાથે સંકળાયેલ હોય તો તેવા કુટુંબના સભ્યોને તે વ્યવસાય વારસામાં મળે છે. કેટલાક ભગતોએ પોતોના પુત્રોને તે વિદ્યા વારસામાં આપેલી છે. ક્યાંક સંગીત વાદ્ય કે ઉપચાર વિષયક દવાઓની જાણકારી પણ પોતાની પેઢીમાં આપે છે. ઝાડા, ઉલ્ટી, તાવ, માથુ દુઃખે જેવી નાની બિમારીઓમાં તેઓ ખાસ કરીને દવાખાને જતા નથી પણ ઘરમાં કે ગામમાં કોઈ ઔષધિય જ્ઞાનની જાણકાર વ્યક્તિ પાસે જઈ ઝાડમૂળીની દવા લઈ આવે છે અને રોગમાંથી છુટકારો મેળવે છે. જે પૂજા વિધિ કરવાની હોય તે કરી માનતા કરે છે.

## કરાર, બોલી/કબૂલાત

દક્ષિણ ગુજરાત હળપતિ સમાજનું સામાજિક રીતરિવાજનું સર્વ સામાન્ય બંધારણ :

**(૧) વેવિશાળ :**

(૧) વેવિશાળ અંગે મોટો અને ખોટો ખર્ચ કરવાની જરૂર નથી. છોકરા છોકરી પક્ષના વેવિશાળ સામાન્ય ખેત મજૂરને પોષાય તે રીતે કરવું. જેમાં એક સ્થળે કન્યા કે કુમારના ઘરે અથવા બંને પક્ષને જયાં નજીક પડે તે સ્થળે બંને પક્ષના અંગત સ્નેહી જનો, (કાકા, મામા, ભાઈ, બહેન) તથા સમાજના સ્થાનિક લોકોને લઈ જવા. વેવિશાળમાં ૧૧ કે ૨૧ માણસો લઈ જવા. કુમાર અને કન્યાને એક એક જોડ કપડાં તથા કન્યા પક્ષને સાંકળાની એક જોડ, ફૂલ હાર અને મિઠાઈ આપી આ વિધિ કરવી. વેવિશાળમાં કુમાર પક્ષે કન્યા પક્ષને રૂા. ૧૦૧/- (રૂપિયા એકસો એક) આપવાના રહેશે. આ પ્રસંગે ભોજન વિધિ રાખવાની નથી. ચા પાણી કે નાસ્તાથી જ પ્રસંગ પતાવવો.

(૨) વેવિશાળ કર્યા પછી ભાડા પેટે રૂા. ૩૫૧/- (રૂપિયા ત્રણસો એકાવન) વર પક્ષે કન્યા પક્ષને આપવાના રહેશે. લગ્ન સમયે ચાર (દોરીયા) કળશ બાંધવાના રહેશે. લગ્ન વખતે કન્યાને એક સાડી, નાવણીની એક સાડી, ચણિયો, બ્લાઉઝ, લગ્ન મંડપમાં પહેરવાના મીંઢળ, કંગન, કાળી ગાંઠી, સાંકળા, મંગલસૂત્ર, એરિંગ, નાકની જડ, માથાનું સિંદુર તથા ખોળામાં મૂકવા માટે એક નાળિયેર, ફૂલહાર આ ચીજવસ્તુઓ વર પક્ષે ફરજિયાત લાવવાની રહેશે. શકય હોય તો સોના કે ચાંદીની એક વસ્તુ લાવવી આ

તમામ વસ્તુઓ કન્યા પક્ષની પોતાની માલિકીની થશે. જે કોઈપણ સંજોગોમાં પરત મળશે નહિ.

(૩) વેવિશાળ થયાં પછી પંદર દિવસ કે બે ત્રણ મહિનામાં જ લગ્ન થઈ જવા જોઈએ.

(૪) વેવિશાળ થયાં પછી કુમાર પક્ષે કન્યાને વારંવાર સાસરે બોલાવવાનો આગ્રહ રાખવો નહિ. વિવાહ પછી લગ્ન કરવામાં વિલંબ થાય ત્યારે કોઈકવાર અજૂગતા પગલાને લઈને કે નજીવા કારણોસર વિવાહ તૂટી જાય છે તો કન્યાના મા-બાપને સમાજમાં નીચું મોં રાખવાની નોબત આવે છે ત્યારે કન્યાનું ભાવિ પણ જોખમાય છે. કુમાર કે કન્યાના વાલીઓએ તેમને વધારે પડતી છૂટ છાટ આપવી જોઈએ નહીં. કન્યાના મા-બાપે ખૂબ જ સાવચેતી રાખવી તથા કુમાર પક્ષે કન્યા પક્ષને પૂરતો સહકાર આપવો.

(૫) કોઈ અનિવાર્ય સંજોગોમાં વેવિશાળ તોડવું જ પડે તો જે પક્ષે વેવિશાળ તોડવું પડે તેમણે સામા પક્ષને રૂા. ૧૦૦૧/- (અંકે રૂપિયા એક હજાર એક) ચાંદલા વિધિના ખર્ચ પેટે તથા જે તે પક્ષનું ભવિષ્ય બગડતું હોય કે તેને હાનિ પહોંચી હોય તેને માટે રૂા. ૪,૦૦૦/- (અંકે રૂપિયા ચાર હજાર પુરા) જે તે પક્ષે સામા પક્ષનાને ચૂકવવાના રહેશે. આમ વિવાહ તોડવા ના સંજોગો ઊભાં થાય તો રૂા. ૫૦૦૧/- (અંકે રૂપિયા પાંચ હજાર એક પુરા) વિવાહ તોડનાર પક્ષે સામા પક્ષનાને ચૂકવવાના રહેશે.

(૬) વેવિશાળ તોડવાનો સમયગાળો ચાંદલો કર્યાની તારીખથી ત્રણ મહિનાનો રહેશે. ત્યાર પછી જો વેવિશાળ તોડવાનો વિચાર જે તે પક્ષ કરશે તો ઉપરોકત રકમ બે ગણી થશે.

(૭) ઉપર જણાવેલ સમયગાળા પછી જો વેવિશાળ તોડવાનો કુમાર પક્ષ વિચારશે તો કન્યા પક્ષને બે ગણી રકમ ઉપરાંત દર માસે રૂા. ૩૦૦/- (અંકે રૂપિયા ત્રણસો) ની ખોરાકી, પોશાકી, છોકરી બીજા

લગ્ન ન કરે ત્યાં સુધી ચૂકવવાની રહેશે.

**લગ્ન :**

**કપડાં લેવાની વિધિ :**

(૧) વેવિશાળ થયા પછી કપડાં અને સાંકળા-ઘરેણાં ખરીદવાની વિધિ આવે છે. આ વિધિમાં માત્ર અંગત સ્નેહીજનો જશે ફળિયામાંથી કે અન્ય કોઈને બોલાવીને ખરીદી માટે લઈ જઈ ખોટા ખર્ચના ખાડામાં ઊતરવું નહિ. નાસ્તો કે ચા પાણી, ઠંડુ વગેરે પણ પીવડાવવા નહિ. કપડાં લીધાની વિધિ અંગે ફળીયામાં ગીત ગાવાની પ્રથા ચાલુ રાખવી અને ફળિયામાંથી કે ખરીદીમાં ન આવેલા સ્નેહીજનો ને કપડાં ઘરેણા બતાવવા.

**પીઠી ચોળવાની વિધિ :**

(૨) વર કન્યા બંને પક્ષકારોએ પીઠી ચોળવાની વિધિ એક જ દિવસની રાખવી અને જો તેમ ન થાય તો ત્રણ દિવસથી વધુ ન રાખવી. આ દિવસો દરમિયાન ગીતો ગાવાની વિધિ ચાલું રાખવી.

**ગ્રહશાંતિ (સાંતેક)**

(૩) છોકરાને ત્યાં ગ્રહ સાંતેકના દિવસે સ્થિતિ મુજબનું જમણવાર કરવું. બને તેટલી સાદાઈથી ભોજન વિધિ પતાવવી. લગ્નમાં ભોજન માટે દેવું કરી ખર્ચ કરવો નહીં.

(૪) કન્યા પક્ષને ત્યાં લગ્નના દિવસે જાન આવે તે પહેલાં જ ભોજન વિધિ પતી જાય તે રીતનું આયોજન કરવું. જાન જમાડવા માટેનો આગ્રહ રાખવો નહિ. આર્થિક સ્થિતિ સારી હોય તો વધુમાં વધુ સો માણસોને ભોજન કરાવવું.

(૫) વર પક્ષે મર્યાદિત માણસોને જાનમાં લઈ જવા. જાનમાં આનંદ મનાવવામાં વાંધો નથી પરંતું દેવાદાર બની બેન્ડવાજા કે ઓરકેસ્ટ્રા પાર્ટી લઈ જવી નહિ. લગ્ન પ્રસંગે વરઘોડામાં સાદું વાજિંત્ર (શકય હોય તો તૂર-થાળી) લઈ જવા.

(૬) વરઘોડામાં કે કન્યા પક્ષને જાન માંડવે લઈ જાય ત્યારે ફટાકડા ફોડવાની મનાઈ ફરમાવવામાં આવે છે.

(૭) વરઘોડા દરમિયાન કે લગ્ન દરમિયાન જાનૈયા લગ્નનું વાતાવરણ બગાડે કે નજીવા કારણોસર ઝઘડા કરી કન્યા પક્ષને મુશ્કેલીમાં મૂકે નહિ તેની તકેદારી વરપક્ષે સતત રાખવાની રહેશે.

(૮) જો આવું દુષ્કૃત કરી લગ્નના માહોલમાં અવરોધ ઊભો કરી લગ્નનાં માહોલમાં ભંગ પાડશે તો વર પક્ષનાએ ગામના હળપતિ સમાજના પંચને રૂા. ૨૦૫૧/- (રૂપિયા બે હજાર એકાવન) દંડ પેટે આપવાના રહેશે. જેથી સમાજના અન્ય લોકોને આવું દુષ્કૃત્ય કરતાં પહેલાં સબક મળે.

**મોસાળું :**

(૧) વર અને કન્યા પક્ષને ત્યાં શકિત મુજબ મામા, મોસાળું કરશે. મોસાળામાં પહેરામણી માંગવી

નહિ. ઈચ્છા અને શકિત મુજબ મામા મર્યાદિત માણસો લાવી મોસાળું કરે તે લઈ લેવું.

**મંડપવિધિ**

(૧) જાન કન્યા પક્ષના ગામે આવે કે તરત જ તેને મંડપમાં લાવવાની વ્યવસ્થા કરવી. ઉતારાની વ્યવસ્થા કરવી. ઉતારાની વ્યવસ્થા બંધ કરવી. સમયનો ખોટો બગાડ કરવો નહિ. વરરાજાને મંડપના પ્રવેશદ્વારે પોંખવાની વિધિ (સુતરની વિધિ) ચાલું રાખવી પણ કલવો ખવડાવવાની વિધિ બંધ કરવી.

(૨) લગ્ન મંડપમાં જ ચૉરીનું સ્થાપન કરવું અને બ્રાહ્મણ પાસે લગ્ન વિધિ કરાવવી. જો બ્રાહ્મણ ન મળે તો હળપતિ સમાજના આગેવાનો કે જે લગ્ન વિધિથી પરિચિત હોય તેમની પાસે લગ્ન કરાવવા. લગ્ન વિધિમાં સપ્તપદી એટલે કે ચૉરીના સાત ફેરા ફરવાનું અનિવાર્ય છે. તેના વિના લગ્ન અધૂરા ગણાય છે. આ લગ્નને રજીસ્ટાર કચેરીએ તે જ દિવસે નોંધાવી દેવા. લગ્ન પછી વેવાઈ વિધિ કરી કન્યા પક્ષે વર કન્યા સાથે પાંચ માણસોને ભોજન કરાવવું.

(૩) લગ્ન વખતે કન્યાને મંડપમાં નાવણી નવડાવવાની રીત સદંતર બંધ કરવામાં આવે છે. નાવણી પ્રસંગ ઘરના નાવણિયા-બાથરૂમમાં જ કરવો.

(૪) ઉંબરની રીત, માથું ઠોકવાની રીત, ભેટવાની રીત, કપડાં પહેરવાની રીત, નાળિયેર આપવાની રીત વગેરે છૂટક રીતો બંધ કરવામાં આવી છે.

**કન્યાદાન :**

(૧) કન્યાના માતા પિતા કે અન્ય સ્વજનો શકિત મુજબનું કન્યાદાન કરશે. એક જ પ્રકારના વાસણો કે ચીજ વસ્તુઓ ન આવી જાય એ માટે અંગત સગાઓ કે સ્નેહીજનોએ અંદરો અંદર મસલત કરી કન્યાને ઉપયોગી થઈ પડે એવી રસોડા કે ગૃહ ઉપયોગી ચીજ વસ્તુઓ આપવી અથવા ચાર પાંચ સંબંધીઓ ભેગા થઈ સોના ચાંદીના ઘરેણાં કે રોકડ રકમની ફીકસ ડીપોઝીટ કરાવી તેના સર્ટિફિકેટ કન્યા પક્ષને આપવા જેથી કન્યાના સંકટ સમયે તેને કામ આવે. આ સ્ત્રી ધન છે.

**કન્યાવિદાય :**

(૧) લગ્ન વિધિ, કન્યાદાન પત્યા પછી તરત જ કન્યા વિદાયની વ્યવસ્થા કરવી જોઈએ. જેથી જાન સમયસર ઘરે પહોંચી શકે. કન્યા વિદાય વખતે કન્યાને આખા ફળિયાના લોકોને ભેટાડવા ન લઈ જતાં મંડપમાં જ અંગત સ્નેહીજનોને ભેટીને આ વિધિ પતાવવી. કન્યા વિદાયનું દુઃખ બધાને જ હોય પરંતુ આપણી લાગણીને કાબુમાં રાખીને પ્રસંગને વધુ કરૂણ ન બનાવવો. ખોટો સમય બગાડવો નહિ.

(૨) વર પક્ષ કન્યાને ઘરે લઈ ગયા પછી બારણું બંધ કરવાની તેમજ કંકુવાળા પાણીમાં પૈસા શોધવાની વિધિ ચાલુ રાખવી પણ ધણીયામાં ને ઘરે પગે લગાડવા લઈ જવાની પ્રથા બંધ કરવી.

**આણું :**

(૧) લગ્ન થયા પછી ફકત એક જ આણું કરવું તે પણ લગ્ન પછી એક જ અઠવાડિયામાં પતાવી દેવું

પછી વર કન્યાના વડીલો કે વર કન્યા એક બીજાના ઘરે આવતા જતા થઈ જશે. આણામાં માત્ર ત્રણ કે પાંચ જ માણસોને લઈ જવા અને સાદા ભોજન કે ચા નાસ્તાથી જ આ વિધિ પતાવવો.

**લગ્ન ફંડ :**

(૧) આપણા સમાજમાં ખેત મજૂર પ્રથા આખા ગુજરાતમાં ચાલી આવેલ છે. હળપતિ જન્મે છે દેવામાં, લગ્ન કરે છે દેવામાં અને મરણ પામે તે પણ દેવામાં જ આવી દેવાદાર સ્થિતિમાં ન જીવવું હોય તો ગામ કે ફળિયાના પંચે કે આગેવાનોએ ઘરમાં ચાલતા ચૂલા દીઠ રૂા. ૧૧/- નો ફાળો કરવો અને તે ફાળામાંથી સાદાઈથી લગ્ન આટોપવા. આમ કરવાથી હળપતિ ખેત મજૂર ભાઈ બહેન દેવું કરવું ન પડે અને દેવાના ડુંગરથી દબાઈને ધણીયામાની ગુલામી પણ ન કરવી પડે. હળપતિ જુવાન ઉન્નત મસ્તકે જીવી શકે માટે ગામે ગામ આ વ્યવસ્થા કરવી.

(૨) કન્યા કે કુમારના લગ્ન ખૂબ જ સાદાઈથી કરવાનો આગ્રહ રાખો. આ માટે તાલુકા કક્ષાએ કે વિસ્તાર પ્રમાણે આગેવાનો એ સમૂહ લગ્નનું આયોજન કરવું. આ સમૂહ લગ્નમાં વધુમાં વધુ જ્ઞાતિ જનો જોડાય તેવી સમજ કેળવવી.

**ઘર જમાઈ :**

(૧) આપણા સમાજમાં લગ્ન થયા પછી કન્યા સામાન્ય રીતે એવો આગ્રહ રાખતી હોય છે કે મારો ધણી મારા પિયરમાં આવીને રહે જે પ્રથા સમાજને હાનિકર્તા છે. 'દિકરી તો સાસરે જ શોભે' આ કથનને

આપણે ઘર જમાઈ લાવીને જૂઠું પાડીએ છીએ.

(૨) ઘર જમાઈ લાવવો કે રાખવો નહિ. કન્યા પક્ષના વડીલોએ જમાઈ લાંબો સમય સુધી વસવાટ કરે તો તેને સમજાવીને કન્યા સાથે તેના ઘરે મોકલી આપવો.

(૩) વર કન્યા લગ્ન પછી વર પક્ષના ગામમાં જ વસવાટ કરે તેવી વ્યવસ્થા કરવી. વર પક્ષના વડીલોએ પોતાના દીકરાને ઘર જમાઈ થવા હરગીઝ સંમતિ આપવી નહિ.

(૪) જો કન્યા પક્ષમાં 'કન્યાના માતા-પિતાને કન્યા સિવાય બીજું સંતાન ન હોય તેવા સંજોગોમાં ઘર જમાઈ રાખવો જ પડે તો વર પક્ષ અને કન્યા પક્ષના માતા-પિતાએ લગ્ન સમયે કે જે તે સમયે એકબીજાની સંમતિથી નક્કી કરી રૂા. ૨૦ ના સ્ટેમ્પ પેપર ઉપર લખાણ લઈ લેવું. જમાઈ કન્યાના મા-બાપના જમાઈ નહી પણ દીકરા તરીકે રહેશે અને કન્યાના માતા પિતાની સેવા ચાકરી કરશે.'

**શ્રીમંત :**

(૧) પ્રથમ સુવવાડ વખતે સાતમાં માસે શાસ્ત્રોકત રીતે આ વિધિ કરવી જોઈએ. કન્યા પક્ષેથી વરને એક કપડું (શર્ટ અથવા પેન્ટ) આપવું. અહીં સોના-ચાંદીના ઘરેણાં આપવા નહીં. સાડી પાથરી પૈસા વેરી તેના પરથી કન્યાને ચલાવવાની વિધિ કરવી નહિ. શ્રીમંતની વિધિમાં કન્યા પક્ષના પાંચ બહેનો આવશે. વર પક્ષે મોટો જમણવાર કરવો નહીં. સાદગીપૂર્ણ રીતે આ વિધિ આટોપી વર પક્ષે કન્યાને તેના પિયર સુધી પહોંચાડવાની વ્યવસ્થા કરી આપવી.

(૨) સુવાવડનો પ્રસંગ શકય હોય ત્યાં સુધી વર પક્ષને ત્યાં જ કરવો કારણ કે બધા જ કન્યા પક્ષના ઘરની સ્થિતિ સારી હોતી નથી આવા સંજોગોમાં શ્રીમંત પછી કન્યાને પિયર મોકલી સુવાવડના છેલ્લા દિવસોમાં વર પક્ષે બોલાવી લેવી. કન્યા પક્ષના સંમત હોય અને એવો આગ્રહ રાખતા હોય તો સુવાવડ વર પક્ષને ત્યાં કરાવવી. માત્ર પ્રથમ સુવાવડની જ જવાબદારી કન્યા પક્ષની હોય છે. ત્યાર પછીની સુવાવડની જવાબદારી વર પક્ષની રહેશે.

(૩) સુવાવડ વખતે કપડાંની લેણીદેનીનો નિષેધ છે. કોઈ ઘરેણાની પણ આપલે કરવી નહીં.

(૪) વર અને કન્યા પક્ષનાએ એક કે બે બાળકનો જ આગ્રહ રાખવો. આધુનિક યુગમાં વધુ બાળકો કોઈપણ રીતે પોષાય તેમ નથી.

**લગ્નજીવનની તકરાર :**

લગ્ન પછી ઘણાંના જીવનમાં તકરારો થતી હોય છે. નજીવા કારણોસર થતી તકરારોનો નિવેડો લાવવો એ દરેક કુંટુંબીજનો અને વડીલોની ફરજ છે. તેમ છતાં ન માને તો ફળિયા કે ગામના પાંચ-પાંચ આગેવાનો ભેગાં થઈ તકરારનું સમાધાન કરાવવું. વર કન્યાના મા-બાપ વડીલોએ મોટું મન કરી સમજાવટથી આવા પ્રશ્નો ઉકેલવા જોઈએ. કન્યાના મા-બાપ તેમના ઘરસંસાર સારી રીતે ચાલે તેવી સાચી સમજ અને સલાહ આપવી.

(૨) જો કોઈ સંજોગોમાં વર કન્યાને મેળ ન પડે તો તાલુકા સમધાન પંચ સમક્ષ તેમનો કેસ રજૂ કરવો.

આ પંચમાં નિકાલ ન આવે પછી જ કોર્ટ કચેરી કે કાનૂની કાર્યવાહી કરવી.

(૩) અત્રે ખાસ ધ્યાન રાખવું કે લગ્નની વય સરકારે નક્કી કર્યા મુજબ છોકરાની ઉંમર ૨૧ વર્ષ અને છોકરીની ઉંમર ૧૮ વર્ષ પૂરા થયેલ હોવી જોઈએ. તે પહેલાં થયેલ લગ્ન ફોક ગણાય છે. આવા લગ્ન સજાને પાત્ર થાય છે.

(૪) કાનૂની કાર્યવાહી કરવા માટે તાલુકા સમાધાન પંચની લેખિત સંમતિ લેવી.

(૫) કોઈ સંજોગોમાં ફારગતીનો પ્રશ્ન ઊભો થાય તો કન્યા પક્ષે આપેલ કન્યાદાન સ્ત્રીધન વગેરે વર પક્ષે કન્યા પક્ષને સુપ્રત કરી દેવાનું રહેશે. સ્થિતિ મુજબ ફારગતીના રકમ રૂા. ૨૧૦૦૦/- (અંકે રૂપિયા એકવીસ હજાર) થી ઓછા નહી. હોય તે મુજબ ચૂકવવી. રૂા. ૨૦ ના સ્ટેમ્પ પેપર ઉપર લખાણ કરાવી લેવો.

(૬) લગ્નજીવન દરમિયાન જો બાળકો થયાં હોય તો તે બાળકોની ભરણ પોષણની જવાબદારી વર પક્ષની રહેશે. તેનો ઉલ્લેખ પણ સ્ટેમ્પ પેપરના લખાણ ઉપર કરાવી લેવું.

(૭) આપણા સમાજમાં પ્રણાલિગત ફારગતી કરાવવાની પ્રથા ચાલી આવેલ છે જે મુજબ ફારગતી કરવી.

(૮) ખેત મજૂર હળપતિ ભાઈ-બહેનને ત્યાં આવો ફારગતીનો પ્રશ્ન થાય તો તેમણે રૂા. ૫૦૦૦/- (અંકે રૂપિયા પાંચ હજાર) આપવાના રહેશે.

(૯) ઉપર મુજબની ફારગતી થયા પછી કન્યા પક્ષે કોઈ ખોરાકી પોશાકી આપવાની રહેતી નથી. મિલકતમાં અન્ય હિસ્સો માંગવાનો કે મેળવવાનો હક નથી.

(૧૦) ફારગતી પછી બંને પક્ષોએ પોતાના દીકરા-દિકરીના શકય હોય એટલા ઝડપી બીજા લગ્ન કરાવી દેવા.

(૧૧) વડીલોએ બને ત્યાં સુધી કોર્ટ કચેરીનો આશરો લેવો નહીં સમાજે નક્કી કરેલા ધારાધોરણ પ્રમાણે, ઝઘડો કર્યા વિના લગ્નજીવનની તકરારના પ્રશ્નોનો નિકાલ કરવાનો આગ્રહ રાખવો.

**ઘડપણ :**

(૧) મા-બાપની સેવા કરવી એ દરેક પુત્ર-પુત્રીની ફરજ છે. લગ્ન કરીને આજકાલ ઘણા જૂવાનીયાઓ પોતાની પત્નિ સાથે મા-બાપથી અલગ રીતે જીવન જીવે છે અને મા-બાપની કાળજી રાખતાં નથી. અનિવાર્ય સંજોગો સિવાય દરેક પુત્રએ પોતાના મા-બાપને પોતાની સાથે રાખવા. જો સાથે રાખી ન શકતા હોય તો તેમનું ભરણ પોષણ થાય તેવી વ્યવસ્થા કરવી.

(૨) માતા-પિતાએ કન્યાને સાસુ-સસરાને પોતાના મા-બાપની જેમ સાચવે તેની સાચી સમજ આપવી કે જેથી ઘરડે ઘડપણ માતા-પિતાએ ભૂખે મરવાનો કે ભીખ માગવાનો વારો ન આવે. ઘરડા મા-બાપને વૃદ્ધાશ્રમમાં મોકલી તેમને દયામણી સ્થિતિમાં ન મૂકવા.

(૩) ઘરડાં મા-બાપની સેવા ચાકરી કરવી એ દરેક સંતાનની નૈતિક ફરજ છે. જે બિનચૂક અદા કરવી.

**મરણ :**

(૧) આપણા સમાજમાં મરણ પ્રસંગે ગામે ગામથી સગા સંબંધીઓના ટોળાને ગામની નજીકના આજુબાજુના ગામોમાં વસતા અંગત સંબંધીઓ જેવા કે ભાઈ બહેન દિકરા-દિકરી પિયરીયા ને જ બોલાવવા. બહારગામ કે ઘણે દૂર રહેતા લોકોને બોલાવવાનો આગ્રહ રાખવો નહિ.

(૨) સ્વજનનું મૃત્યુ થાય પછી માત્ર ચાર કે પાંચ કલાકમાં જ મૃત દેહની દફનક્રિયા કે દહનક્રિયા થઈ જવી જોઈએ. મૃત દેહને લાંબો સમય રાખવાથી તેમાંથી દુર્ગંધ આવે છે. પરિણામે અંતિમક્રિયા કરવામાં મુશ્કેલી સર્જાય છે.

(૩) કોઈ અંગત સ્વજન દૂર રહેતા હોય તો તેમને બોલાવવાની નોબત આવે ત્યારે મૃતદેહ સુધી પહોંચવાનો સમય મેળવી લેવો. જો તે સમય મર્યાદામાં ન આવી શકતા હોય તો મૃતદેહને અવલ મંજીલે પહોંચાડવાની વિધિ કરી દેવી જોઈએ. જેથી આવેલા બીજા સ્વજનોને રોકી રાખવા ન પડે.

**કફન, ફૂલ હાર, નાળિયેર લાવવા :**

(૧) આપણા સમાજમાં સ્વજનના મૃત્યુ પ્રસંગે ઉપરની ચીજ વસ્તુઓ લાવવાનો રિવાજ છે.

(૨) મૃતદેહ માટે માત્ર ભાઈ કે બહેન જ કફન લાવશે, અન્ય લોકો કફન લાવશે નહિ. ફૂલની ચાદર લાવી તેને મૃતદેહ સાથે દફન કરવા પડે કે દહન કરવા પડે. એના કરતાં શકય હોય તો થોડી આર્થિક મદદ કરવી. નાળીયેર પણ જરૂરી ચાર કે પાંચ જ લાવવા.

(૩) આપણા સમાજના ઘણાં લોકોની આર્થિક સ્થિતિ સારી નથી હોતી અને ખેત મજૂરી કરતા હોવાથી મૃતદેહને અવલ મંઝિલે પહોંચાડવા માટે તાત્કાલિક નાણાકીય સગવડ થતી નથી. આવે વખતે ખેત મજૂર હળપતિ ભાઈ-બહેન પોતાના ધણીયામા કે અન્ય પાસેથી દેવું કરે છે. આ સંજોગો ઊભાં ન થાય તે માટે ફળિયા કે ગામમાં રહેતા આગેવાનોએ ચૂલા દીઠ રૂા. પાંચ કે દસ એકત્ર કરી તે જ દિવસે જેને ત્યાં મૃત્યુ થયું હોય તેમને મદદ કરવી.

**બેસણું :**

(૧) જે દિવસે સૂતકની વિધિ હોય તે દિવસે જ બેસણાની વિધિ ગોઠવવી. સૂતકની વિધિ ત્રીજા, પાંચમાં કે સાતમે દિવસે કરવાની હોય છે. જે દિવસે સૂતક હોય તે દિવસ જ બેસણાનો દિવસ છે, એવી જાહેરાત ઘરના વડીલે કરી દેવી. જાહેરાત બને ત્યાં સુધી મૃત્યુના દિવસે કરી દેવી. જેથી છાપા કે પત્રદ્વારા જાણ કરવી ન પડે. પાણી આપવાની પ્રથા ચાલુ રાખવી.

(૨) આપણા સમાજમાં જેમને ત્યાં મૃત્યુ થયેલ હોય તેમને ત્યાં ઘણા લાંબા સમય સુધી બેસવા આવવા જવાની અવર-જવર ચાલું રહેતી હોય છે. બદલાયેલા સંજોગોને આધિન આ વ્યવસ્થામાં ફેરફાર ખૂબ અનિવાર્ય છે. આજના અતિ ઝડપી જમાનામાં લોકો કામધંધામાં રોકાયેલાં હોય વળી જેમને ત્યાં આ અશુભ પ્રસંગ બનેલો છે. તેમને ત્યાં ના લોકો પણ કામધંધા કરતા હોય છે, જેથી બેસણાના દિવસે જ બેસવા જઈ આવવું. આ દિવસ પછી બેસણાની વિધિ પતી જશે.

(૩) જેમના આત્મજનનું મૃત્યુ થયું હોય તેમણે ફળિયામાંથી કે ગામમાંથી ટ્રક કે ટ્રેક્ટર ભરીને કે અન્ય રીતે વધારે પડતા માણસો લઈ જવાનો આગ્રહ રાખવો નહિ. આ બેસણામાં મર્યાદિત માણસો લઈ જવા. અંગત સ્નેહીજનો, મિત્રો, સગાવહાલાઓ પોતે આવવા જવાનો ખર્ચ ઉપાડશે.

**ભાતી :**

(૧) બેસણાની વિધિમાં આપણા સમાજમાં 'ભાતી' ભરવાનો રિવાજ વર્ષો જૂનો ચાલી આવેલ છે. ભાતીને બદલે પાંચ રૂપિયા, દસ રૂપિયા શક્ય એટલી મદદ કરવાની ભાવનથી રોકડા નાણામાં ભાતીની ભાવના ભરવી. ભાતીનું અનાજ અલગ અલગ ગામનું હોય તે વાપરવું મુશ્કેલી બને છે. એના કરતાં રોકડ રકમમાં મદદ કરવાથી સ્વજનોને આર્થિક મદદ થાય.

**ભાણું ઢાંકવુ :**

જેમને ત્યાં મૃત્યુ થયું હોય તેમને ત્યાં એ દિવસે 'ભાણું' ઢાંકવાનો રિવાજ ચાલી આવેલ છે. ભાવના સારી છે પણ એક જણને ત્યાં આખા ફળિયામાંથી કે ગામમાંથી બધાને ત્યાંથી જ ભાણુ આવે તો એ રાંધેલું અનાજ બગડવાનું છે અને શોકગ્રસ્ત માણસો એક જ દિવસે ખાઈ શકવાના નથી, એને ઉકરડે નાખવાનો વારો આવે એના કરતા ફળિયા કે ગામના આગેવાનો નક્કી કરીને તેમને જરૂરી હોય એટલા જ ભાણા ઢાંકવા. જો બીજાની ઈચ્છા હોય તો બિસ્કીટ કે સૂકું ફરસાણ જેવી વાનગીઓ ઢાંકવી જેથી બગડે નહીં અને બે ત્રણ દિવસ સુધી ચાલે.

**બારમું :**

(૧) મરણોત્તર ક્રિયાની આ વિધિ શાસ્ત્રોકત રીતે કરવી અગત્યની છે. સવારે મસાણ વિધિ પતાવી, ખાંધિયા જમાડી, શાંતિઓમ કરી પૂછપાણી કરી આ વિધિ સવારથી બપોર સુધીમાં પતાવી દેવી.

(૨) ખાંધિયા જમાડવા, ફળિયું જમાડવું તથા સગાસંબંધીને જમાડવાની વિધિ ખૂબ જ ખર્ચાળ છે. માત્ર પાંચ ખાંધિયાને જમાડીને જ આ વિધિ આટોપવી. રાત્રે 'કવડો' વળાવવાની રીત બંધ કરવામાં આવે છે. આ રીતથી સગાસંબંધી સ્નેહીઓ નાના બાળકો ખૂબ જ હેરાન થાય છે. મળસ્કા સુધી જાગરણ કરવું પડે છે રડી કકળીને આ વિધિ કરવામાં આવે છે. આપણા સમાજમાં બારમાની વિધિના દિવસે 'પોત' નાંખવાની પ્રથા છે. શોકમય વાતાવરણમાં આ પ્રથા બિલકુલ તાલમેલ વગરની છે, જેથી આ પ્રથા સદંતર નાબૂદ કરવામાં આવે છે.

(૩) બારમાની વિધિ બાદ કેટલાક લોકો રડવા કૂટવાના પ્રસંગો ઉભા કરે છે, તે બંધ કરવામાં આવે છે.

(૪) મૃત્યુ થયા પછી બાર દિવસ સુધી વિસામો મૂકવાની પ્રથા બંધ કરવામાં આવે છે. વિસામો માત્ર સૂતકના દિવસ સુધી જ મૂકવો. વરસીની વિધિ બારમાનાં દિવસે જ પતાવી દેવી. ચાની શાખ પાડવી.

**દિકરીની પિયર વિધિ :**

(૧) આપણા સમાજમાં કોઈને ત્યાં મૃત્યુ થયું હોય તો પિયર પક્ષ તરફથી દિકરીને બહાર કાઢવાનો

રિવાજ ચાલી આવેલ છે. આ વિધિ કર્યા વિના સ્ત્રીને બાહર મૂકત રીતે ફરવા દેવાતી નથી, જેથી આ વિધિ બંધ કરવામાં આવી છે. જે દિવસે બેસણું હોય તે દિવસે કે બારમાના દિવસે સ્ત્રીના પિયરનાં વિધિમાં ગયા હોય તે લોકો સ્ત્રીને સ્થાનિક જગ્યાએ જ બહાર કાઢી આ વિધિ પૂર્ણ કરી આવશે. પછી તેને પિયર બોલાવવાનો સવાલ ઊભો થતો નથી.

**ખત્રીની વિધિ :**

(૧) આપણા સમાજમાં મૃત વ્યકિતની યાદમાં ખત્રી બેસાડવાનો જૂનો પૂરાણો રિવાજ છે. આજના વૈજ્ઞાનિક યુગમાં આપણા સમાજને આવી અંધશ્રધ્ધામાંથી બહાર કાઢવાની ખૂબ જ જરૂર છે. માણસ મૃત્યુ પામે છે ત્યારે તેનું શરીર નાશ પામે છે, એનો આત્મા નાશ પામતો નથી. તેથી ખત્રીની વિધિનો સદંતર નિષેધ કરવામાં આવે છે. આ વિધિમાં ઘણી જગ્યાએ બલિ ચઢાવવાનો પણ રિવાજ છે આ રિવાજને પણ બંધ કરવામાં આવે છે.

**સમાજનો કાનૂન**

ગામના સામાજિક પ્રસંગો કે ઘટનાઓમાં આગળ રહી નિર્ણયોમાં ભાગ લેતો અને વિશ્વાસુ જણાતો વ્યક્તિ ગામનો આગેવાન બની શકે છે. આજે પણ જયાં શિક્ષણનું પ્રમાણ ઓછું દેખાય છે ત્યાં ગામના મુખી તરીકે આગેવાનને બોલાવે છે, પરંતુ જ્યારથી સરપંચોની ચૂંટણીઓનું રાજકારણ ગામડાઓમાં પ્રવેશ્યું

ત્યારથી સભ્યો અને સરપંચને પણ આગેવાન તરીકે ગણે છે. પરંપરાગત સ્થાનનું મહત્ત્વ ઘટતું ગયું છે. તેમ છતાં ગામમાં વડીલો સામાજિક પ્રસંગો જેવા કે લગ્ન, મૃત્યુ કે અન્ય પ્રસંગોમાં સરપંચો કરતાં વડીલો અને ભગતનું સ્થાન વધારે જોવા મળે છે. આમ સમાજનું આખુ બંધારણ આ જાતિ પંચના આધારે ચાલતું હોય છે. જે સમાજના ધાર્મિક કે સામાજિક કાર્યોમાં પોતાનું આગવું પ્રભુત્વ ધરાવે છે. ગામના તમામ ધાર્મિક વિધિવિધાનોમાં મુખીનું સ્થાન મહત્વનું ગણાતું હોય છે. હળપતિ સમાજમાં વડીલ અને પ્રભાવશાળી વ્યકિતને પંચોમાં સ્થાન આપે છે. ગામના વડીલો ઝઘડાનો નિકાલ કે ઉકેલ લાવવાની જાણકારી ધરાવતાં હોય છે. તે ચોક્કસાઈ અને સચોટ, સમાન ન્યાય આપે છે. જે વ્યકિત ગુનેગાર હોય તેને સજા અથવા દંડ આપે છે. આ સમાજ સામાજિક રીતરિવાજો પ્રમાણે નિયમોનું ઉલ્ઘન કરે ત્યારે સજા અથવા દંડ કરે છે. પંચ જે ન્યાય આપે તે સમાજ માન્ય રાખે છે.

## પશુ-પંખી વિશેનો દૃષ્ટિકોણ

આ સમાજમાં પક્ષીઓની પણ ઘણી બધી અખૂટ માન્યતાઓ છે. તેઓ પક્ષીઓ પ્રત્યે પ્રેમ અને આદરભાવ રાખે છે. હળપતિમાં એક અલગ પ્રકારની પ્રણાલીકા છે. તેઓ પક્ષીઓના ચાળા જેવા નૃત્યો કરે છે. અમુક પક્ષીના બોલવાથી શુકન-અપશુકન થાય, એવું ખાસ માને છે. જ્યારે કોઈપણ (વ્યક્તિ) સારા કામે કાં તો શુભ પ્રસંગે જતો હોય અને કોઈ પક્ષી બોલે અને ઊડી જાય ત્યારે તેને સારા શુકન થયાં એમ કહે છે.

**વરસાદની આગાહી આપનારા પક્ષીઓઃ**

ચોમાસા ઋતુની શરૂઆત થાય તે સમયમાં ટીટોડી નામનું પક્ષી જમીન ઉપર ઈંડા મૂકે છે. તે જેટલા ઈંડા મુકે તેટલા માસ વરસાદ પડશે, એવી માન્યતા છે. મોટાભાગે આ પક્ષી ત્રણ કે ચાર ઈંડા મૂકે છે. ત્રણ ઈંડા હોય તો ત્રણ માસ વરસાદ પડશે અને ચાર ઈંડા હોય તો ચાર માસ વરસાદ પડશે. એવું માને છે. જો ચાર ઈંડા હોય અને તે ઊભા મૂક્યા હોય ત્યારે ચારે માસ વરસાદ ખુબ સારો પડશે, એવું માનવામાં આવે છે. વાદળો ચઢતાં હોય એવા સમયમાં દેવધીરૂ નામનું પક્ષી સતત બોલ્યાં કરે ત્યારે એવું માને છે કે આજે ચોક્કસ વરસાદ આવશે અને વરસાદ આવે પણ છે. આમ પક્ષીઓ ખેડૂતને વરસાદની આગાહી આપવામાં સહાયક થાય છે.

**ખેતીમાં મદદ કરનાર પશુઓઃ**

હળપતિ જાતિમાં ખેતી સામાન્ય રીતે નથી, પરંતુ કડવા પાટીદાર અને વ્હોરા, પારસી ખેતરમાં બળદથી ખેતી કરે છે અને ઘરમાં દૂધ માટે ગાય, ભેંસ તથા બકરાં પાળે છે. આ દરેક પશુઓનું ગોબર (છાણ) ખેતરમાં નાખવાથી જમીન પોચી અને ફળદ્રુપ બને છે. જેથી પાકમાં વરતારો પણ સારો આવે છે. આમ પશુઓ ખેતીમાં મદદ કરે છે. પરંતુ તેમની પાસે જમીન નથી એટલે બકરાં-મરઘાં વેચી દે છે.

**શુકનિયાળ**

શુકન કાઢવાની પ્રથા પહેલાંના સમયમાં ન હતી પણ હાલમાં આ પ્રથા જોવા મળે છે. શુકન કોઈ

સારા કાર્ય માટે જતા હોય ત્યારે જ કાઢવામાં આવે છે. દા.ત. કોઈનું લગ્ન જોડવા જતા હોય ત્યારે પાણીનું બેડુ ભરેલી સ્ત્રી સામે મળી જાય તો શુક્ન થાય એમ માને છે અને આ રીતે શુકન થાય તો જે કાર્ય માટે જતા હોય તે કાર્ય સારી રીતે પુરૂં થશે, એમ માને છે.

૧. અપશુકનિયાળ

શુકનની જેમ જ અપશુકન પણ હોય છે. દા.ત. કોઈનું લગ્ન જોડવા જતા હોય અથવા સારા કાર્ય માટે કોઈ જગ્યાએ જતા હોય ત્યારે તેઓની આગળ બિલાડી રસ્તો ઓળંગી જાય, તો અપશુકન માને છે.

-ભરેલું બેડું સામે મળે તો શુકન અને ખાલી બેડું અપશુકન.

-પીસોટી જે કઠીયા પર બેઠી હોય તે કઠીયું તોડે અને કીડો નીકળે તો અપશુકન.

-જમીન પર પીસોટી ગબડતી ડાબી બાજુ જાય તો અપશુકન.

-રાજા ઘુવડ જમણે બોલે તો શુકન અને ડાબે બોલે તો અપશુકન.

-વીછીમાં લગ્ન ના થાય.

-કૂતરું કાન ફફડાવે તો શુકન.

હળપતિ વિસ્તારમાં રહેતાં પક્ષી તેમજ પ્રાણીઓનું ખુબ સારી રીતે જતન (દેખરેખ) કરે છે. તેમજ તેને પાળવામાં આવે તો તેને ખુબ વહાલપૂર્વક રાખે છે. પક્ષીઓ જે વિસ્તારમાં વધુ રહે તે વિસ્તારના માણસોને રોગકારક જીવડાંઓથી બચાવે છે. કારણ કે પક્ષીઓનો મૂખ્ય ખોરાક જોઇએ તો નાનાં મોટા

જીવડાં છે અને આવા નાનાં મોટા જીવડાંઓ મનુષ્યમાં રોગ ઉત્પન્ન કરે છે. આમ પક્ષી માણસને રોગો થતાં અટકાવવા રાહત આપે છે.

### વનસ્પતિ જગત/ પ્રાકૃતિક તત્વો વિશેની દૃષ્ટિ

આદિવાસી સમાજ પ્રકૃતિપૂજક  છે. એટલે જ આદિવાસીઓના તહેવારો-ઉત્સવો પણ પ્રકૃતિ સાથે જોડાયેલાં છે. પ્રાકૃતિક સાથે દરેક સજીવ-નિર્જીવ ચીજોને આદિવાસી સમુદાય દેવ તરીકે માને છે. પ્રકૃતિ અને સમાજ એકમેકમાં ગુંથાયેલા છે. પ્રકૃતિ અને આદિવાસીઓનો સબંધ જીવ અને શરીર જેવો છે. તેઓ આદિકાળથી ઝાડપાન, પશુપક્ષી, ધન-ધાન્ય, જીવજંતુ, પથ્થર, પહાડ, નદી, હવા, પાણી, આકાશ, સૂર્ય, ચંદ્ર, તારા તમામને પૂજે છે. પ્રકૃતિના અન્ય સજીવ-નિર્જીવ તત્વો કે જેના કારણે માનવજીવન ઉપર વિપરીત અસરો વર્તાતી. એવા પ્રાકૃતિક તત્ત્વોના કોપથી રક્ષણ પામવા માટે પણ દેવનું સ્થાન બક્ષી એની પૂજા-અર્ચના કરવાની રીતે બનાવેલ છે. એટલે જ આજે પણ આદિવાસી જન સમુદાય હિંસક પ્રાણીઓથી રક્ષણ મેળવવા વાઘદેવ, નાગદેવ વગેરેને દેવનું સ્થાન આપી એનો હિંસક સામનો નહીં પણ એના તરફે આદરભાવ દર્શાવી પૂજન-અર્ચન કરે છે.

કુદરતને વિનવવા વાવાઝોડુ ફૂંકાય, તો હવાને રોકવા દેવની પૂજા કરે. ભારે વરસાદથી પૂર તારાજી સર્જ ત્યારે વરસાદને બંધ કરવા દેવની પૂજા અને કોઈ વાઘ યા નાગનું આક્રમણ થાય તો તેને રોકવા તેની પૂજા કરે છે. મનુષ્યનું જીવન જેના આધારે ચાલતું હોય તેની પૂજા અને મનુષ્યના જીવનનો અંત લાવે તેની

પૂજા એટલે કે સુખમા પણ પ્રકૃતિની અને દુઃખમાં પણ પ્રકૃતિની પૂજા કરે છે.

**મેઘની પૂજા અને માન્યતા :**

ચોમાસું શરૂ થાય અને વાવણી કર્યા પછી જો વરસાદ નહીં આવે તો લોકો મેઘને રિઝવવાના ગીતો ગાઈ ગરબા રમે છે. જેમાં મેઘનાં ગીતો, વિજળીનાં ગીતો ગવાય છેઃ

મેઘની તો માડીએ એમ કરી પૂયછાં,
કેથો મારા મેઘનો ભાર રે વીજળી,
ઉત્તર ગાયજો ને દખ્ખણ વરસ્યો,
વરહ્યો ચારેવ મેર રે ખંડ રે,
નાગલી ને કોદરો ઝીણો રે દાણો,
પાયકો ભારોભાર રે વીજળી,
નાગલીનો રોટલો સીકલે સુકાય રે,
વોવ વના કોણ ખાય રે વીજળી.

આ ગીતમાં કઈ દિશામાં ગાજવીજ થાય અને કઈ દિશામાં વરસાદ પડે તેનું વર્ણન છે.

**ઔષધિય જ્ઞાન :**

આદિવાસીઓ જંગલના વૃક્ષો, કંદ, મૂળ, ફળનો દવા તરીકે ઉપયોગ કરે છે. જેમાં કેટલાક વૃક્ષો જેવા

કે એરંડો, આંબો, આમળાં, બીલી, ગરમાળો, બહેડાં, બીજોરા, આમલી, ખેર, લીંમડો, ખીજડો, કરંજ, કરમદા, કંટોલા, કાંટાવાળી ભૂંઈ રીંગણી, નીલગીરી, ખાખર, આંકડો, દૂધ કુવડ વગેરે વૃક્ષો જોવા મળે છે. ઔષધિય વનસ્પતિ જાણકારી ધરાવતાં વડીલો ગામડાઓમાં ખૂણે ખૂણે સ્થાનિક ભગત દ્વારા ઉપચાર અને રોગનિદાન કરનાર નિષ્ણાંતો આજે પણ હાજર છે. તેઓ લોકોની વિવિધ પ્રકારની બિમારીઓની સારવાર કરે છે. ચામડીના રોગ, દમ, વાંઝિયાપણું, તેમાં બાળકોના રોગો ઉપરાંત પશુઓના રોગો માટેના ખાસ જાણકારો છે.

## કુટુંબ, સગપણના સંબંધો અને તેનું મહત્વ

હળપતિઓમાં સંયુક્ત અને વિભક્ત એમ બંન્ને પ્રકારની કુટુંબરચના જોવા મળે છે. મોટેભાગે વિભક્ત કુટુંબોનો વ્યાપ વધારે પ્રમાણમાં જોવા મળે છે. આ બંન્ને પ્રકારના કુટુંબોમાં ઘરના વડા તરીકે પુરુષને ગણવામાં આવે છે, પરંતુ ઝીણવટથી જોતાં માલૂમ પડે છે કે ઘરની અંદરના વ્યવહારમાં માતાનું સ્થાન સૌથી ઉપર હોય છે. સમાજના સ્તરે પિતાની જવાબદારીઓ માતા કરતાં વધારે હોય છે. ઘરની બહારના સામાજિક પ્રસંગોમાં પિતાનું સ્થાન સૌથી ઉપર ગણાય તેવું જોવા મળે છે. એટલે કે કુટુંબમાં આમ જોઈએ તો માતા અને પિતાનું સ્થાન સરખું હોય છે. કુટુંબના ખાસ ગણાતા અમુક નિર્ણયો કુટુંબના વડા તરીકે પિતાએ કરવાનાં હોવાથી તે કુટુંબનાં વડા તરીકે આગળ આવે છે.

અહીં કુટુંબમાં પુત્ર કે પુત્રીના જન્મને વિશેષ રીતે ઉજવણી કરવાનો રિવાજ નથી. દીકરા દિકરીમાં ફરક

જોતાં નથી. દીકરા અને દિકરીને સરખા ગણે છે. કેટલાક વિસ્તારના હળપતિઓમાં આજકાલ દિકરા દિકરી વચ્ચે તફાવત જોવાનું વલણ છે. તે ઉપરાંત, છોકરા છોકરીઓને જીવનસાથીની પસંદગીની બાબતે અન્ય સમાજો કરતાં વધુ છુટછાટ અપાતી હોય છે. છોકરીઓ પણ છોકરાઓની સાથે મૂક્ત રીતે મેળાઓમાં નાચી કુદી ફરી શકે છે.

**સગપણના સબંધો :**

| હળપતિ | ગુજરાતી | હળપતિ | ગુજરાતી |
|---|---|---|---|
| માં,માઈ | માતા | બાપ-બાપા | પિતા |
| પોયરો, છોરા | પુત્ર | છોકરી, પોયરી, | પુત્રી |
| ભૈ, વીરો | ભાઈ | ધણી, ભરથાર | પતિ |
| બ્હેન, બોન | બહેન | ધણિયાણી, વઉં | પત્ની |
| બનેવી, પટલ | જિજાજી | દાદા | દાદા |
| મોંમા | મામા | | |

હળપતિ સમાજ એકબીજાને જૂએ અને મળે ત્યારે એકબીજા પાસે આવી રામ-રામ બોલે અથવા કોઈ ઈષ્ઠ દેવનું નામ લઈ સામ-સામે હાથ મિલાવીને મળે છે. વહુ સવારે ઊઠીને સસરા, જેઠ વગેરે વડીલોને મળે છે. ત્યારે ભાવદર્શક શબ્દો બોલે છે. આ સમાજમાં કોઈપણ સગાં-વહાલાં ઘરે મહેમાન આવે ત્યારે

સ્ત્રીઓ સાડીનો છેડો હાથમાં લઈને સગાંને પ્રણામ કરે છે. તેમની સાથે વાત-ચીત કરતાં મર્યાદાનું પાલન કરે છે. તેઓ પતિ, સસરો, દિયર, જેઠ, સાસુ અને મોટી નણંદનું નામ દઈને બોલાવતી નથી. પહેલાંના સમયમાં સ્ત્રીઓ સસરા, જેઠની સામે માથે સાડી ઓઢતી, પરંતુ હાલમાં સ્ત્રી લાજ કાઢતી નથી.

સમાજમાં બીજુ સ્વરૂપ વિભકત કુટુંબ વ્યવસ્થા છે. એક જ સહ નિવાસમાં સાથે રહે એવું, પતિ-પત્ની અને કુંવારા બાળકો પૂરતું તે મર્યાદિત જૂથ છે. બાળકો મોટા થઈ લગ્ન કરી પિતૃકુટુંબથી અલગ થઈ જાય છે. અલગ થતા પુત્રો પિતાના ઘરની નજીકમાં જ પોતાનું ઘર બાંધે છે. જેથી પિતા અને અન્ય સગાં સંબંધીઓ પાસેથી પ્રસંગોપાત મદદ કરે કે માર્ગદર્શન મેળવી શકાય, અથવા પિતા કે સગાં તેમની સંભાળ રાખી શકે છે. કુટુંબના વડાની દેખરેખ અને માર્ગદર્શન નીચે આખો અવસર પૂરો કરે છે. આવા પ્રસંગો એ પરસ્પર વ્યકિતગત ઝઘડાઓને ભૂલી જઈને પણ બધાં સાથ સહકાર આપે છે.

## મૈત્રી અને દુશ્મની

હળપતિ સમાજ પોતાના સગાંઓને વાર તહેવારે પોતાના ઘરે જમવા માટે બોલાવે છે. તેમને પોતાનાથી બનતા પ્રયત્ને મદદ પણ કરે છે. પોતાનાથી દૂર રહેતાં લોહીનાં સગાંઓને તેઓ વરસે દહાડે ખાવાનું કે અનાજ વગેરે આપી વહેવાર જાળવી રાખે છે. પરંતુ પોતાના જ ગામમાં રહેતાં ઢોડીયા, ચૌધરી, કોટવાળીયા, કુંકણા વગેરે સાથે તેઓ લોહીના સગાં જેવો પોતાપણાનો ભાવ દાખવતાં દેખાતાં નથી. તેમની સાથે સામાજિક પ્રસંગોમાં મળે છે, પરંતુ તેમનાં ઘર સાથે નજીકનાં ગણાતાં સંબંધો કંઈ ખાસ રાખતાં નથી.

કેટલાક વિસ્તારોમાં હવે અનાવિલ, કડવા પાટીદાર અને વ્હોરા મુસ્લિમ સાથે ઊઠકબેઠક અને ઘરના સંબંધો રાખવાનું વલણ જોવા મળે છે. કારણ કે કેટલાક લોકો ખેતી કે ઘરવપરાશની સાધન સામગ્રીની જરૂરિયાતને જોઈને વેપારીઓ સાથે સંબંધ રાખતા થયેલાં જોવા મળે છે.

પોતાની જ્ઞાતિ કે કુળ ગોત્રનું ન હોય પણ કોઈ ઠેકાણે પોતોના પ્રદેશથી દૂર કોઈ પોતાના વિસ્તારનો માણસ મળી જાય ત્યારે તેઓ નાતજાત ભૂલીને એકબીજા સાથે મૈત્રીભાવથી વર્તે છે. એટલે કે એક જ ભૌગોલિક પ્રદેશમાં વસતા અન્ય જાતિ સમુદાયના લોકો બીજા પ્રદેશમાં મળી જાય તો તેમની સાથે કુટુંબ જેવા વ્યવહારો અને સંબંધો રાખે છે. પોતાનાં સમાજમાં ખરાબ કામ કરે, મારઝુડ, ખૂન ખરાબા કરે, પોતાનાં સમાજને માન સન્માન ન આપે, કુટુંબને કલંક હોય એવા કુંટુંબને લોકો ધિકકારે છે. તેવા લોકોને દુશ્મન ગણે છે.

સમાજમાં જે માથાભારે ગણાતા હોય એવા વ્યક્તિને કોઈ મારી નાખે તો તેવી હત્યાને તેઓ સારું થયું એવું માને છે.

## વિશ્વના તત્વોની જીવન પર અસર વિશે માન્યતા

**ચંદ્ર વિષયક માન્યતા :**

- ચંદ્રની ફરતે ગોળ પીળા રંગનો ઘેરાવો બનતો દેખાય તેને હળપતિઓ 'માજેમ ભરાયુ' અથવા મંડળ બેઠુ એવું કહે છે. આ માજેમ લોકોના જીવન પર સીધી અસર કરતી નથી, પરંતુ તેના પરથી વરસાદ

કેટલો અને ક્યારે આવશે તેની આગાહી જોવાય છે.

-ચંદ્રગ્રહણ થાય તે વખતે સગર્ભા સ્ત્રીને ઘરની બહાર નીકળવા દેવામાં આવતી નથી. તે સંબંધે એવું માનવામાં આવે છે કે જો સગર્ભા સ્ત્રી ચંદ્રગ્રહણ જોઈ લે તો તેનું બાળક ખોડખાપણ-વાળું જન્મે છે.

-જ્યારે ચંદ્રગ્રહણ થયું હોય અને અડધેથી છૂટી જાય તો હળપતિઓ માને છે કે કંઈ 'ખંડીઆયલું' હશે એવું કહેવાય છે. જો એવું થાય તો માણસ કે ઢોરઢાંખર પર કંઈક બિમારી ઉતરે છે, એવું તેઓ માને છે. ચંદ્રગ્રહણનાં આવા સમયે દરેક ગામોમાં લોકો ડબ્બા વગાડીને કિકિયારીઓ કરે છે.

-મેઘધનુષ્ય જેને હળપતિઓ 'બાણ' કહે છે તેનાથી વરસાદની આગાહી જોવાય છે.

તારાઓ વિષયક માન્યતા :

- ડોહીની ખાટલી, ચોર, ગોવાળિયા, હોલીનો માળો અને તેના ઈંડા, કૂતરો, દાતરડી, વીંછી, હેણા અને પૂછડીયો તારો જે તેમના જીવન સાથે કોઈને કોઈ રીતે જોડાયેલાં જોવા મળે છે.

-જે વખતે આકાશમાં વીંછી હોય તે વખતે છોકરા છોકરીને પરણાવતાં નથી. તેઓ માને છે કે વીંછીનાં સમયે લગ્ન થાય તો તેવા લગ્ન તૂટી જાય છે અથવા તો તેવા જોડાઓને બાળકો થતાં નથી, એવી માન્યતા છે. વીંછી આકાશમાં દેખાતી ન હોય ત્યારે જ તેઓ લગ્ન કરે છે.

### અન્ય સમાજની સાથે પોતાની ઊચ્ચ-અવચતાની ધારણા

હળપતિ સમાજમાં ઊંચ-નીચના ભેદભાવ છે. તેઓ વહોરીયા, ખરચા, વોહકુળીયા જ્ઞાતિના લોકોને

નીચા ગણે છે. આ જાતિના લોકો સાથે નીચો વહેવાર કરે છે. તેઓ શુભ-અશુભ પ્રસંગોમાં આવે તો તેમને નીચે અલગ બેસાડીને ભોજન આપે છે. પરંતુ હળપતિ સમાજના લોકો નીચી જાતિના પ્રસંગોમાં જાય છે, પરંતુ તેમને ઘરોમાં ચા-પાણી કરતાં નથી એટલે કે રોટી-બેટી વહેવાર કરતાં નથી પણ સામાજિક પ્રસંગોમાં જાય છે.

આ સમાજ ચૌધરી, ગામીત, કુંકણા, વસાવા, રાઠોડ જેવી જાતિઓને ઊંચી ગણે છે. તેમની સાથે સંબંધ રાખે છે. હાલના સમયમાં આ જ્ઞાતિ લોકો અન્ય આદિવાસી સમાજ સાથે લગ્ન વહેવાર પણ કરે છે. કનબા પટેલો સાથે તેમના વ્યવહારો થાય છે, તે ફકત કામ ધંધાને લઈ વહેવાર થાય છે.

## પવિત્રતા અને અપવિત્રતાના ખ્યાલો

**જગ્યા :** ઘરમાં જોઈએ તો કુળદેવી સ્થાનકની જગ્યા, ચૂલાની જગ્યા, અનાજની મોસેટી, ઘંટી, ખાંડણિયો તથા પાણી મૂકવાની જગ્યા ને પવિત્ર માને છે. અમુક ડુંગરો કે નદીઓને પવિત્ર ગણે છે. તે ઉપરાંત નદી કે તળાવના પાણીને તેઓ ખૂબ જ પવિત્ર માને છે, તેથી તેમાં પેશાબ કે સંડાસ કરી શકાય નહીં, એવું માને છે. બુટ-ચંપલ ધાર્મિક સ્થળે પહેરીને જતાં નથી. સ્મશાન અપવિત્ર ગણે છે. સૂર્ય, ચંદ્ર, આકાશ, ધરતી પવિત્ર છે. આ કુદરતી તત્વો થકી જ જીવસૃષ્ટિ ચાલે છે.

વૃક્ષોમાં જોઈએ તો તુલસી, બીલી, કળો (કરમ) આંબો, પીપળો તેમજ ફુલના છોડ, ગુલાબ, ચંપો, કરણ, ગલગોટ વગેરે છોડને પવિત્ર ગણે છે. પશુધનમાં ગાયને માતા ગણે છે. બળદને હળપતિ કહેવાય

એટલે ગાય-બળદને પવિત્ર ગણે છે. પક્ષીઓમાં મોર, પોપટ, ચકલી, મરઘો, કોયલ, ટીટોળી, દેવ ચકલીને પવિત્ર ગણે છે. રાજાઘુવડ, કાગડો, બગલો, વાગરુ, પીચોટી વગેરે પક્ષીઓને અપવિત્ર ગણે છે. બિલાડીને અપવિત્ર ગણે છે.

સમય : અમાસ, વિછી, મંગળવાર આવા દિવસોને અપવિત્ર ગણે છે. ગુરૂવાર, સોમવાર, બુધવાર, ગુરૂવાર, શુક્રવાર, શનિવાર ને પવિત્ર ગણે છે. જયારે પુનમ (અજવાળીયુ)ના દિવસોને સારાં દિવસો, સારો સમય એટલે પવિત્ર ગણે છે. તહેવારોને, નોરતાનો સમય પવિત્ર ગણે છે. અમાસનો સમયગાળો, સાંજની પડતીરાતનો આઠ નવ વાગ્યાનો સમય, મળસ્કે, સૂર્યગ્રહણ, ચંદ્રગ્રહણનો સમય, દિવાળીની ચૌદશનું એક અઠવાડિયું અપવિત્ર માને છે. સારા કાર્ય માટે સમયને ધ્યાનમાં રાખવામાં આવે છે. ખાસ કરીને સવારનો સમય પવિત્ર માનવામાં આવે છે. જે સમય તેમના દિવસ દરમિયાનના રોજીંદા કાર્યોમાં પણ અનુકુળ હોય છે. કોઇ એવુ કાર્ય હોય તો સૂર્ય ઊગે ત્યારથી લઇ બપોરનો સમય થાય ત્યાં સુધી સારા કાર્યો થઈ શકે આમ માને છે. કોઈ માણસ મૃત્યુ થાય ત્યારે ડાઘુ જાય તેવા સ્ત્રી-પુરષને અપવિત્ર ગણે છે. તેને પવિત્ર કરવા માટે પાણી છાંટી અગરબતીની ધૂપ લઈને ચોખ્ખા થઈને પોતાના ઘરમાં જાય ત્યારે પવિત્ર ગણે છે. જે કુટુંબમાં મૃત્યુ થયું હોય તે ઘર પાંચ દિવસ સુધી અપવિત્ર ગણે છે.

**વ્યક્તિ :**

માસિકધર્મ વાળી સ્ત્રી પાણીયારે, ચૂલે, અનાજની જગ્યાએ, દેવસ્થળે, રાંધેલા ખોરાક પાસ જઈ શકતી

નથી. આવા દિવસોમાં તે સ્ત્રીને અલગ રાખવાની પ્રથા છે. સ્ત્રીને પ્રસુતિ થાય ત્યારે સવા મહિનો સુધી તે અપવિત્ર ગણાય છે. કુટુંબમાં બાળકનો જન્મ થાય પછીના પાંચ કે સાત દિવસ સુધી તે બાળકને અપવિત્ર ગણે છે. પરંતુ ચોખ્ખું (છટ્ઠી) થઈ જાય પછી બાળકને પવિત્ર ગણે છે. આ સ્ત્રી ઘરમાં ખાસ પવિત્ર જગ્યાએ જાય નહીં, અળકે-પકડે નહીં તે અપવિત્ર ગણાય છે. સ્ત્રીમાં મેલીવિદ્યાનાં ગુણ હોઈ તે અપવિત્ર ગણે છે.

**દારૂ :**

જન્મથી માંડીને મૃત્યું સુધીના પ્રસંગોમાં તેમજ દેવ-દેવીની પૂજાવિધિમાં દારૂ વપરાય છે. તેથી દારૂને પવિત્ર ગણે છે.

**કુદરતી તત્વો**

આદિવાસી સમાજ પ્રાકૃતિક તત્વો સાથે આદિકાળથી જોડાયેલો છે. પ્રાકૃતિક સંશાધનો એ તેમના માટે સર્વસ્વ છે. ડુંગર, નદી, ઝાડવા, સૂર્ય, ચંદ્ર, આકાશ, તારા વગેરે કુદરતી તત્વોને તેઓ પવિત્ર માને છે.

**મનોરંજનની રીતો :**

**પ્રસંગો** : લગ્ન જેવા સામાજિક પ્રસંગોમાં થતાં તૂર નૃત્ય દ્વારા યુવાનો તેમજ વયોવૃદ્ધો મનોરંજન મેળવે છે.

**નવરાત્રી** : નવરાત્રિ વખતે માતાજીની આરાધનાનું પર્વ આવે ત્યારે ઘૈર બાંધીને આનંદ લે અને

લોકોને આનંદ આપે.

**મેળાઓ :** ફાગણ, ચૈત્ર, વૈશાખ, શ્રાવણ, ભાદરવો, આસો મહિનામાં વિવિધ સ્થળે મેળાઓ ભરાય છે. આ મેળાઓમાં વિવિધ પ્રકારના નાચણાઓ દ્વારા આખો સમાજ આનંદ મેળવે છે.

**તહેવારો :** હોળી, દિવાળી, દિવાસો, ઉજાણી,  જેવા ઉત્સવોમાં સમાજનાં નાનાં મોટાં બધાં જ મન મૂકીને મનોરંજન માણે છે.

**હળપતિ બાળકોની રમતો :**

**ખરખર બાજી :**

છોકરાઓનું એક જગ્યા પર મોટું ટોળું ભેગું થાય અને એક છોકરો હાથ આગળ લાંબો કરે અને બધા આંગળી મૂકે અને જે છોકરાના હાથમાં આંગળીઓ મૂકેલી હોય તે છોકરો જે છોકરાનું નામ બોલે તે છોકરો દાવ આપે છે.

**નદી કે પર્વત  :**

આ રમત પથ્થર કે ઘરના ઓટલા ઉપર રમાય છે. એમાં એક ટૂકડી બને તેમાં એક છોકરો દાવ આપતો

હોય અને બીજા બાકીના દાવ લેતાં હોય છે. આમાથી કોઈ એક છોકરો નીચે ઉતરે નદી કે પર્વત એવું બોલે છે. ત્યારે બાકીના ઉપર રહે નીચે ઉતરે ત્યારે પકડે. આમ પકડાય જાય ત્યારે આઉટ થાય છે. જે છોકરો આઉટ થઈ જાય તે ફરી દાવ લે છે.

**સંતાકુકડી :**

છોકરાઓ કોઈ એક સ્થળ પર ભેગાં થાય અને ત્રણના ગૃપમાં ઊભાં રહી ત્રણેય વ્યકિતઓ હાથ લાંબા કરી ઊંધા ચત્તાં ફેરવે તેમાં નક્કી થાય કે કોન દાવ લેશે? આમ દાવ લેનાર વ્યકિત એક જગ્યા નક્કિ કરેલી હોય તે જગ્યા પર આંખો બંધ કરી ગણતરી કરે છે. એટલાં બધાં છોકરાઓ સંતાય જાય છે. દાવ લેનાર વ્યકિત છુપાયેલા છોકરાઓને શોધે છે.

**ચોકલેટ ફી :**

છોકરાઓ એક સ્થળ પર ભેગાં થઈ ગમે તે એક છોકરાઓને દાવ આપે તે કોઈપણ એક છોકરા ને પકડે તેને ચોકલેટ કહે એટલે સ્થિર થઈ જવું અને બીજા છોકરા તેને પકડી ફી કહી તેને છોડી દે છે.

**ઈયો ઠીયો**

આ રમત રમનાર બાળકો ગોળાકારે બેસી જાય. બધાં બાળકો બંને હાથની હથેળી જમીન પર મૂકે અને એક બાળક બધાં બાળકોની હથેળી પર વારાફરતી આંગળી મૂકતું જાય અને બોલતું જાય.

ઈયો ઠીયો ઠબાક ઠીયો
એજ વાટે વાંદર ગીયો
ઝાડ પતરાં લેતો ગીયો
વાંકી વલ્લી વાંકી રીત
ગોધાં પાડાં ગણીને વીસ.

જે બાળકની હથેળી પર વીસ બોલાય તે બાળક હાથખસેડી લે. આમ રમતાં રમતાં જે બાળકની હથેળી પર વીસ બોલાય તે બાળક હાથખસેડતું જાય અને રમતમાંથી બહાર થતાં જાય અને જેની હથેળી છેલ્લે બચે તે હારેલું કહેવાય.

**આટાપાટા**

હળપતિ આદિવાસીઓ હોળીની ઊજવણી મહિના પહેલાંથી શરૂ કરી દેતાં. અને તે દરમ્યાન માત્ર રાત્રે રમાતી રમત તે આટાપાટા, આટાપાટા મોટા મેદાનમાં કે ખૂલ્લાં ખેતરોમાં રમાય છે. સાંજ પડે એટલે ગામના છોકરાઓ પોતપોતાના ઘરેથી રાખ લઈને મેદાનમાં આવી જાય. આટા પાટા દોરી દે. પછી ફરી રાત્રે મેદાનમાં ભેગા થાય. બે ટૂકડી બને. એક ટૂકડી પાટા પાર કરવા ઊભી હોય તો બીજી ટૂકડીના સભ્યો પાટે પાટે વિરોધી ટૂકડીના સભ્યોને ઘેરવા માટે ઊભા હોય. પાટો પાર કરતાં કોઈ ખેલાડી પકડાય જાય તો તે આઉટ ગણાય. ઘેરવાવાળી ટૂકડીનો કેપ્ટન આડા ઊભા પાટા પર ગમે ત્યાં જઈ શકે. અને વિરોધી

ટુંકડીના ખેલાડીને આઉટ કરી શકે. જો કોઈ ખેલાડી બધાં પાટા પાર કરી છેલ્લે નીકળી જાય, પછી પાછો વળે અને દોડતો આવે અને બોલતો હોય.

પાણી આવે રા... પાણી...

અને ટીમ વિજેતા બને.

**ગોટગાવલી**

હળપતિ આદિવાસીઓ ઘરની આસપાસમાં જ ઉકરડો ખોદતાં. તે પણ પાછો પાંચ છ ફુટ ઊંડો ! ઉકરડામાં માત્ર અને માત્ર ઢોરનું છાણ અને છાણ-મૂત્રમાં ખરડાયલો ઘાસચારો જ નાખતાં. પછી ઉકરડાનું ખાતર મે માસમાં ખેતરમાં નાખી દે.

બાળકો તો ઉકરડો કયારે ખાલી થાય તેની રાહ જોતાં હોય, અને ઉકરડો ખાલી થાય એટલે ગોટગાવલી રમે.

ત્રણ ચાર બાલકો બેગાં થાય એટલે રમત શરૂ. બાળકો ઉકરડામાં વારાફરતી ગોળ ગોળ ફરે. પેલી મોતના કુવામાં મોટર સાયકલ ફરે તેવાં ગોળ ગોળ ફરે. અને બોલતાં જાય.

**ગોટ ગોટ ગાવલી**

બંગ્લી બાંધાવલી...

એક બાળક ગોળ ફરતું હોય, તે શ્વાસ લીધાં વગર કેટલા ચક્કર લગાવે તે બીજા બાળકો ગણે. અને જે ઓછા ચક્કર લગાવે તે આઉટ ગણાય. તેણે ઉકરડામાં ઉતરી દાવ લેવો પડે. બીજા રમનારાં બાળકો દોડતાં દોડતાં ઉકરડો પાર કરતા હોય તેને પકડવા પડે. જે પકડાય તેણે ઉકરડો પાર કરતા હોય તેને પકડવા પડે. જે પકડાય તેણે ઉકરડામાં ઉતરી દાવ લેવાનો હોય.

**સમાજની ઓળખરૂપ વિશિષ્ટ આવડતો :**

'ઘેરનૃત્ય' નવરાત્રિ વખતે માતાજીની આરાધનાનું પર્વ આવે ત્યારે ઘેર બાંધીને અદ્‌ભૂત નાચે છે. તેઓ ખેતી કરવામાં અને પશુપાલનમાં ખુબ નિષ્ણાંત છે.

## સમાજની ભાષા

### તલાવિયા રાઠોડ ભાષાનો ઈતિહાસ

તલાવિયા કે તળાવિયા રાઠોડોને સુરત- નવસારી જિલ્લામાં દૂબળાઓ તરીકે ઓળખાવવામાં આવતાં હતા, પરંતુ બારડોલી સત્યાગ્રહ દરમિયાન સરદાર વલ્લભભાઈ પટેલે આ લોકો માટે 'હળપતિ'શબ્દ ઉપયોગમાં લીધો હતો ત્યારથી તેઓ 'હળપતિ'તરીકે ઓળખાય છે. તેઓનો અનુસૂચિત જનજાતિમાં સમાવેશ કરવામાં આવ્યો છે. ઓલપાડ, કામરેજ, પલસાણા, જલાલપોર, નવસારી, બારડોલી, ગણદેવી, ચીખલી, વલસાડ, વડોદરા, પાદરા, જિલ્લાનાં આસપાસનાં ગામોમાં, ડભોઈ, સાવલી, વાઘોડિયા, કરજણ, અંકલેશ્વર, હાંસોટ જેવા વિવિધ તાલુકાઓનાં ગામડાંઓમાં મોટે ભાગે તળાવ કિનારે રહેતાં હોવાથી તેઓને તલાવિયા તરીકે ઓળખવામાં આવે છે. એ કારણે તેઓ ઊજળિયાત વર્ગના ખેડૂતોના ગામમાં તળાવ કિનારે રહે છે અને ખેતમજૂરીનું કામ કરે છે.

મૂળ હિંદુ-રાજપૂત જ્ઞાતિના તળાવિયા રાઠોડ તળાવ કિનારે માટીનાં ઘર કે ઝૂંપડાંઓમાં રહીને ઉપેક્ષિતો તરીકે ઊજળિયાત લોકોના શોષણનો ભોગ બની રહ્યાં છે. રાઠોડોના પૂર્વજ રણમલ રાઠોડે અહેરિયા ઉત્સવ શરૂ કર્યો એ જ ઘેરૈયારાસ આજે પ્રચલિત બન્યો છે. તેમાં દુશ્મનો સામે લડવાની એક મોરચાપદ્ધતિ જોવા મળે છે. અલગ અલગ ટૂકડીઓમાં મોરચા ગોઠવીને દુશ્મનની ચાલ સમજવા મોરચાનો

નાયક બૂમ પાડે છે. કે સાંભળે છે કે મોરચા? જવાબમાં બીજી ટોળકી કહે છે હા રે ભાઈ સાંભળું છું. ......સામરેક મોરચા........તેમાંથી થયું હમરેક અને સરેક......તેનો સંદર્ભ આવી કથાઓ સાથે જોડાયેલો છે. વાપીથી તાપી સુધી તેમજ વડોદરા જિલ્લાના વિવિધિ તાલુકાઓનાં વિવિધ ગામોમાં તળાવ કિનારે રહેતા તળાવિયા રાઠોડની વસ્તી આશરે દશ લાખ જેટલી અંદાજવામાં આવે છે. તેઓ ગુજરાતી ભાષા જ બોલે છે. પરંતુ સુરત, વલસાડ, નવસારી કરતાં વડોદરા જિલ્લાના વિવિધ તાલુકાઓમાં વસતા તળાવિયા રાઠોડોની બોલીમાં ભિન્નતા જોવા મળે છે.

તળાવિયા રાઠોડો વિશે લેખિત સ્વરૂપમાં સાહિત્ય અલ્પ કે નહિવત્ પ્રમાણમાં મળ્યું છે. મૌખિક પરંપરાઓમાં તેમની લોકકથાઓ, લોકગીતો, ઉખાણા, કહેવતો સાંભળવા મળે છે. પરંતુ 'વહી' નામના સામયિકમાં ડૉ. મહીપતસિંહ રાઓલજીએ તેમજ માહિતી ખાતા દ્વારા પ્રસિદ્ધ કરવામાં આવેલાં ઘૈરૈયા ગીતો તેમજ ગુજરાત વિદ્યાપીઠ દ્વારા પ્રકાશિત 'ગુજરાતના દૂબળાઓ' પુસ્તક સિવાય તળાવિયા રાઠોડો માટેનું લેખિત સ્વરૂપનું સાહિત્ય પ્રાપ્ત થઈ શક્યું નથી. બીલીમોરા સોમનાથ ટ્રસ્ટ પ્રતિવર્ષ ઘૈરૈયારાસના કાર્યક્રમો યોજે છે અને તેમાં આસપાસનાં ગામડાંઓમાંથી ઘૈરૈયા કલાકારોની મંડળીઓ ભાગ લે છે. સોમનાથ મંદિર ટ્રસ્ટ દ્વારા ઉતારવામાં આવેલ વીડિયો પ્રોગામના કારણે ઘૈરૈયારાસ દશ્ય-શ્રાવ્યરૂપે પ્રાપ્ત થઈ શકે છે.

તળાવિયા રાઠોડ ઘરમાં, ખેતરમાં, મેળાવડાઓમાં, લગ્ન-મરણ પ્રસંગે તેમજ રોજિંદા જીવનવ્યવહારમાં ગુજરાતી ભાષામાં વાતો કરે છે ત્યારે પ્રદેશભેદ બોલીભેદ જોવા મળે છે. તેઓ હિંદુ-રાજપૂત જ્ઞાતિના

હોવાથી તેમના જેવા જ રીતિરિવાજો એમણે અપનાવ્યા છે. જોકે નામ પાછળ 'સિંહ'નું પૂંછડું તેમણે કાઢી નાખ્યું છે. તેમના નામ સાથે મોટેભાગે દેવ-દેવીઓનાં નામ જોડાયેલાં હોય છે. જેમ કે કાળુભાઈ, કાળીબેન, મીરાબેન, પાનબાઈ, અંબાબેન-અંબુભાઈ, ખોડીબેન-ખોડુભાઈ, રામબાઈ-સીતાબેન, મીરાંબેન,બળદેવ જેવાં નામો રાખવામાં આવે છે.

તેમનાં લગ્નોમાં રીતિ-રિવાજો હિંદુ રાજપૂતો જેવાં જ હોય છે. તેઓ બાળકોની બાબરી ઊતરાવે છે. લગ્નવિધિ, ચાંલ્લા વિધિ, મંડપમુહૂર્ત, ગણેશસ્થાપના, ઉકરડાપૂજન, પીઠી, ગ્રહશાંતિ, વરઘ લેવા જવાની વિધિઓમાં રાજપૂત સંસ્કારોની જ છાપ જોવા મળે છે.

તળાવિયા રાઠોડો વિશે ગુજરાતી સાહિત્યમાં કોઈ વાર્તા, કવિતા કે નવલકથા લખાઈ નથી. ભણેલાં-ગણેલાં તળાવિયા રાઠોડો હવે પોતાની ભાષા બોલતાં શરમ અનુભવે છે. ઘૈરૈયાનૃત્યને રાષ્ટ્રીય ખ્યાતિ પ્રાપ્ત થઈ શકી નથી. તળાવિયા રાઠોડો આજે પણ મોટી સંખ્યામાં નિરક્ષર છે અને ગરીબીમાં જીવે છે. એમની ભાષા ઉપર સુરત, વલસાડ અને વડોદરા જિલ્લાની બોલીઓની અસર પડી છે એટલે જ પ્રદેશ ભેદે બોલી ભેદ પણ જોવા મળે છે.

નકશો નકશામાં ગોળાકાર કરેલ સુરત, નવસારી, વલસાડ, વડોદરા, ડભોઈ, બોડેલી, પાદરા, કરજણની આસપાસનાં ગામડાંઓમાં તળાવિયા રાઠોડો તળાવને કિનારે બનાવેલાં માટીનાં કે ઝૂંપડીઓમાં રહે છે. જયાં તળાવિયા રાઠોડ ભાષા બોલાય છે.

**તળાવિયા રાઠોડોની લાક્ષણિકતાઓ**

૧. ગુજરાતી ભાષામાં 'ળ'નું તળાવિયા રાઠોડો 'લ' કે 'ર'માં રૂપાતર કરે છે. 'સ'નો 'હ'કરે છે. 'ળ'નો 'ય', 'છ'નો 'સ', 'હ'નો 'અ', 'ણ'નો 'ન' કરે છે. 'ળ'નો 'ર' કરે છે.

દા.ત.

| **તળાવિયા** | **ગુજરાતી** | **તળાવિયા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| હલધર | હળધર | હરધી | હલધી |
| કારી | કાળી | વીજરી | વીજળી |

દા.ત. કરજન તાલુકામાં ગવાતાં ગીતની એક પંક્તિઃ

કારી કારી વાદરીમાં વીજરી ચમકે

દક્ષિણ ગુજરાતમાં

| **તળાવિયા** | **ગુજરાતી** | **તળાવિયા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| જાહ | જાશે | આવહે | આવશે |
| કાં | ક્યાં | પાયણું | પારણું |
| ચાયલા | ચાલ્યા | અજવાયરા | અજવાળ્યા |

આ પ્રકારનો બોલીપ્રયોગ તેમના એક ગીતમાં પણ જોવા મળે છે.

દા.ત. અરે ભાઈ, એની ઘોડી જાહે કાં ?
જાહે રે હુરતમાં, ત્યાં ખાહે ઘઉં, ચણા

અહીં 'શ' નો 'હ' થઈ જા છે. 'ય'નો 'ર' થઈ જાય છે. ભીમપોર, તરાસણા તા.ડભોઈના રાઠોડોની બોલીમાં 'ળ'નો 'ર' 'સ'નો 'હ', 'ળ'નો 'ય', 'છ'નો 'સ' ,'હ'નો 'અ', 'ણ'નો 'ન', 'ળ'નો 'ર'જેવા ફેરફારો થાય છે.

દા.ત.

| **તળાવિયા** | **ગુજરાતી** | **તળાવિયા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| તલાવ | તળાવ | હોળ | હળ |
| ડહેરુ | ડેલું | હોન્સી | સાણસી |
| ગઈણી-ગૈણી | ગળણી | ખોંયણી | ખાંળણી |
| પીંપર | પીપળો | વાસેડી | વાછરડી |
| રૈ | રહી | સે | છે |
| સડા | છડા | કુર્ચી | ખુરશી |
| આપળુ-આપડા | આપણું | રહું સુ | રહે છે |

| | | | |
|---|---|---|---|
| જેફા | જે બાજુ | એપા | એ બાજ |
| બેહો | બેસો | તણ | ત્રણ |
| અસે | હશે | દાર | દાળ |
| પોંણી | પાણી | હું | શું |
| પન | પણ | પરમુખ | પ્રમુખ |
| દાતૈડું | દાતરડું | ખપેડી | ખરપડી |
| પઈસા | પૈસા | ગ્યાતા | ગયા હતા |
| ઢારિયો | ઢાળિયો | હુતા | સૂતા |
| બેહવુ | બેસવું | સોડવુ | છોડવું |
| હૌ | હા | મે | માં |
| અવઢે | હમણાં | હખણો | સખણો |
| હેલો | પેલો | સોકરો | છોકરો |
| સોકરી | છોકરી | બોંન | બહેન |
| ઉં | હું | ઓબો | આંબો |

**પુરુષવાચક સર્વનામ**

| | એકવચન | | બહુવચન | |
|---|---|---|---|---|
| | **તળાવિયા** | **ગુજરાતી** | **તળાવિયા** | **ગુજરાતી** |
| પ્ર.પુ | ઉં | હું | અમે -આપડાં | આપડો-તમે |
| બી.પુ | તુ | તું | તમે | તમે |
| ત્રી.પુ | તીં | તે,તી | તેઓ | તેઓ |

**પ્રશ્નવાચક**

| **તળાવિયા** | **ગુજરાતી** | **તળાવિયા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| કાં ? કઈ ? | કયાં ? | કુણ ? કોણ? | કોણ ? |
| કેમ ? | કેમ ? | કોણ ? કિયા ? | કોણે ? |
| કારે ? | કયારે ? | | |

**દર્શક સર્વનામ**

| **તળાવિયા** | **ગુજરાતી** |
|---|---|

| | |
|---|---|
| લા | અલ્યા |
| આયો | આવ્યો |
| હેલો | પેલો |

**વર્તમાનકાળનાં ઉદાહરણો**

| **તળાવિયા** | **ગુજરાતી** |
|---|---|
| ઉં આવું સું | હું આવું છું. |
| તુ ખાય સે | તું ખાય છે |
| તેં ખાય હે/સે | તે ખાય છે |
| જૈએ જ સીએ ને ! | જઈએ જ છીએ ને ! |

**ભૂતકાળ**

એકવચન

| **તળાવિયા** | **ગુજરાતી** |
|---|---|
| ઉ ખાતો 'તો | હું ખાતો હતો |
| એ ખાતો ' તો | એ ખાતા હતા |

| | |
|---|---|
| હેલો ખાતો ' તો | તે ખાતા હતા |

**બહુવચન**

| **તળાવિયા** | **ગુજરાતી** |
|---|---|
| હમે ખાતાં 'તાં | અમે ખાતાં હતાં |
| તમે ખાતાં'તાં | તમે ખાતાં હતાં |
| હેલા ખાતાં'તાં | તેઓ ખાતાં હતાં |

**ભવિષ્યકાળ**

એકવચન

| **તળાવિયા** | **ગુજરાતી** |
|---|---|
| તું ખાહે | તું ખાઈશ |
| એ ખાહે | એ ખાશે |
| તે ખાહે | તે ખાશે |

**બહુવચન**

| **તળાવિયા** | **ગુજરાતી** |
|---|---|

| | |
|---|---|
| અમે ખાયસુ | અમે ખાઈશું |
| તમે ખાહો | તમે ખાશો |
| તેઓ ખાહે | તેઓ ખાશે |

**લોકવાર્તા**

**ભીલાંરાણીને માદેવ પરસન થ્યા**

કુરુરાજાના વખતની આ વાત સે. કુરુરાજાનો વંશજ જુવાન એક વાર ભીલાંરાણીના ગેસમોંથી નંકરી યોં તો. લીલી ઘોડીને લાલ પડામ અને વરી આવો જોરાવર જવાન જોઈને ભીલાંરાણીએ પૂઈછું: હે જુવાન , કાં જાહે ? તું કુણ સે ? જુવાન બતાઈવું, ઉં તો રાઠોડ સું. ભીલાંરાણીએ પૂઈછ્યું: તું મારા હાતે લગન કરહે કે ? જુવાને કિધું: હમે તો ચંદ્રવંશી રાઠોડ તારો રંગ કારો કારો હમારું લગન તારી હાર્યે નીં થાય જુવાન હક્કહર્યો. અવે તું કાં જાહે ? તને જોઈ લેવા. તું ચેવોક રાઠોડ સે તે જોઈ લઈસ, અમેય ભારા કુળને અજવાયરું સે. ભીલાંરોણી સીં એ હંઅ. અવે જેફા ફાવે એફા ચાયલા કર. હું તને મારું પોંણી બતાવી દઈસ. વેરની આગમો બરતી બરતી ભીલોંરોંણીએ માદેવને આરાઈધા. માદેવ પરસન્ન થ્યા. માઈગ માઈગ જે માગે તે આપુ ભીલોંરોણીએ કિધું આ એક રાઠોડનો સોકરો મરક થ્યે પહાર થઈર્યો તો મેં કિંધુ માર હાતે લગન મોંડવો સ ? જુવાને માહું અપનાન કઈરું માદેવ  કાંતો જુવાન હાર્યે મારું લગન કરાવી આપ-કાંતો રાઠોડ

વંશનું ધનોતપનો કાઢી નોંખ. વસને બંધાયેલા હીવજી તિરસૂળ છોંડે સે. રાઠોડ લોક ભવાનીની આરાધના કરવા તલાવને પારે પારે ધોબણનો વેહ ધારણ કરીને કપડાં ધોવા મોંડ્યાં. તિરસુળ પુસીર્યું.: રાઠોડ કાં હંતાઈ ગ્યા સે ? આ તલાવમાં કુણ સે ? માતાજીએ કિધું: ઈ તો તલાવિયા સે મોંછલી પકડે સે નરોવા કુંજરોવા જબાવ હાંભરીને કરોધે ભરાયલું તિરસુળ માતા ભવાનીને વેંધી નાખીને હોંહરુ નેકરી જાય સે. રાઠોડ પૂછીયો: આવે હમો કોની પૂજા કરીસુ ? ભવાનીએ વરદોન આઈપુ: મારી યાદમોં અરધી અસ્ત્રી અને અરધા પુરુષ જેવો વેહ ધારણ કરીને નવરાટરીના દિવસોમાં મારીં આરાધના કરજો એ ટેમેં ઉં હાજરાહજૂર પરસન થૈસ બસ, ઈ ટેમથી આ ઘૈરેયારાસ રમાય સે.

અનુવાદ: ભીલા રાણીને મહાદેવ પ્રસન્ન થયાં.

કુરુ રાજાના સમયની આ વાત છે. કુરુ પછીનો કોઈ રાઠોડ યુવાન એકવાર ભીલારાણીના પ્રદેશમાંથી પસાર થતો હતો. મનમોહક વ્યકિતત્વ ધરાવતા યુવાનને જોઈ મોહિત થયેલ ભીલારાણીએ પૂછ્યું: કોણ છો ? કયાંથી આવો છો ?

યુવાન કહ્યું: રાઠોડ છું.

ભીલારાણીએ યુવાન સાથે લગ્નનો પ્રસ્તાવ મૂક્યો

યુવાન કહ્યું અમે ચંદ્રવંશી રાઠોડ છીએ. તેથી અમારુ લગ્ન તમારી સાથે ન થાય. ભીલારાણીએ ઘણીવાર કહ્યું પણ આ યુવાન એક્નો બે ન થયો.

ક્રોધે ભરાયેલ ભીલારાણીએ કહ્યુંઃ તે કેવાંક રાઠોડ છે તે હું જોઈ લઈશ. આવી ધમકી છતાં રાઠોડ યુવાન તેના નિર્ણયમાં અડગ રહ્યો. વેરની આગમાં બળતી ભીલારાણીએ તપ કરી શંકર ભગવાનને પ્રસન્ન કર્યા. શિવજી વરદાન માંગવાનું કહે છે, ભીલારાણી માંગે છે કે કાંતો રાઠોડ યુવાન તેની સાથે લગ્ન કરે અથવા તો તમારા હાથે રાઠોડકૂળનો નાશ થાય. ભગવાન કહે છે, તથાસ્તુ.

વચન અનુસાર શિવજી રાઠોડોનો નાશ કરવા ત્રિશૂળ છોડે છે.પરંતુ રાઠોડો કુળની ભવાનીના આરાધકો હોવાથી કુળની ભવાની રાઠોડોને બચાવવા તળાવ કિનારે આવી ધોબણનો વેશ ધરી કપડાં ધોવા માંડે છે.

રાઠોડોનો નાશ કરવા આવેલું ત્રિશૂળ પૂછે છેઃ

પેલા રાઠોડો કયાં છે ? આ તળાવમાં કોણ છે ?

માતાજી કહે છે : એ તો તળાવિયા છે, માછલાં કર છે.

નરોવા કુંજરોવા જેવા જવાબ સાંભળી ત્રિશૂળ તુળજા ભવાનીને વીંધી નાંખે છે.

આ રીતે રાઠોડોનો નાશ ન થાય એટલે હિન્દુ તૂળજાભવાની બલિદાન આપે છે.

રાઠોડો પૂછે છેઃ હવે અમે કોની પૂજા કરીશું ?

માં ભવાની કહે છેઃ મારી યાદમાં અડધી સ્ત્રી અડધા પુરુષ વેશ ધારણ કરીને નવરાત્રિના દિવસોમાં રાસ રમજો. તે વખતે હું હાજરા હજૂર હોઈશ. બસ ત્યારથી ઘેરૈયારાસ રમાય છે અને ઘેરૈયાઓને માતાજીના ખેરિયા તરીકે ઓળખવામાં આવે છે.

સંદર્ભ : (આ લોકવાર્તા નારાયણભાઈ હીરાભાઈ રાઠોડ સંકલિત રાઠોડઃ તલવારિયા રાઠોડ, પુસ્તકમાંથી લીધી છે. પ્ર.તલવારિયા રાઠોડ સમાજ, સુરત પ્ર. આ. ૧ માર્ચ , ૨૦૦૪ પૃ. ૧૯,૨૦,૨૧)

ઘેરૈયાનું ગીત

પહેલાં તે પ્હોરમાં પેસતાં
મને બાઈ મલી પણિહારી
બાઈ કહું તમને બેનડી રે
મને બતાવો કાનજીભાઈના મહેલ રે
જમણી શેરીએ ઝાંપલી
ડાબી શેરીએ જાવ રે.
કાનજી તમારા આંગણ રે
ઢેફલા ધૂળ ન હોય રે
ઠેફલા ધૂળ ભંગાવીને
ઉપર પાણીની છાંટ નાંખાવીએ રે
પાણીની છાંટ નંખાવીને

છાણાંનો ગારો ગોલાવી અને રે
ઉપર સિંદૂરની ચોકડી પડાવીએ રે
સિંદૂરની ચોકડી પડાવીને
ઉપર મોતીના ચોક પુરાવીએ રે
મોતીના ચોક પુરાવીને
ઉપર ઘેરૈયા રાસ રમાડીએ રે.....

ભાવાર્થ

સવારના પ્હોરમાં સારા શુકન થયાં કારણ કે સામે જ પણિયારી મળી. હે બાઈ પણિયારી, હું તને મારી બહેન કહું છું અને પૂછું છું કે કાનજીભાઈનો મહેલ કયાં છે? બહેન જવાબ આપે છેઃ

જમણી શેરીમાં ઝાંપલી છે, ડાબી શેરીમાં જજો.

ઘેરૈયા કાનજીભાઈના બંગલે પહોંચે છે અને કહે છે કાનજીભાઈ તમારો આટલો મોટો બંગલો છે અને આંગણામાં ધૂળ અને ઢેફાં છે ? ચાલો, ધૂળ-ઢેફાં ભંગાવી નાંખીએ તેના ગાર-પાણી છંટાવીએ છાણના ગારાથી આંગણું લીંપાવી દઈએ. તેની ઉપર સિંદુરની ચોકડી પડાવીએ મોતીનો ચાક પૂરાવીએ અને તેના ઉપર ઘેરૈયારાસ રમાડીએ. ઘેરૈયા કલાકારો આ રીતે તેમના માલિક પાસે જાય છે અને ઘેરૈયારાસ રમવા માટેની મંજૂરી મેળવી લે છે. ત્યાર પછી ઘેરૈયારાસ રમાય છે.

**ઘોડિયાનું ગીત**

સરકે..ગણેશ ભૈઘોડિયા ચડ્યા (૨)
અરે બાઈ ! ગણેશ ભૈનોં મોટાં નોમ
તેથી રે ઘોડી પલાણ, જેવી મૂરાની કાતરી,
એવી ઘોડીપાતરી
અરે ભાઈ ! એની ઘોડી જાહે કયાં ?
જાહે રે સૂરતમાં, ત્યાં ખાહે ઘઉં ચણા
શેઠિયો તો વખાણે ઘણા
અરે ભાઈ ! લાવો રે કાથીનાં દોર
ઘોડી બાંધો ઝાકમઝોળ
અરે ભાઈ ! ઘોડિયે ચડ્યા ભીલાભીલ
ઉપર ઓઢાડ્યો ચીલાચીલ
લીલ ઘોડીને લાલ પઠામ
માર બે ઘોડી જાહે કાં
ઘોડી ખાહે ઘઉંને ચણાં

હાય વો જીરમા ખાશે ઘણા
હે હે ઘોડ્યિે ચડ્યાં...

ભાવાર્થ

ઘેરૈયારાસમાં એક કલાકાર બીજાને પૂછે છેઃ સાંભળે છે કે ?
સાંભળે છે નું સમયાંતરે 'હમરેક' થયું અને હવે....સરેક
બોલાય છે. ઘેરૈયાનો કલાકાર બીજા કલાકારોને સંભળાવે છે કે

ગણેશભાઈ ઘોડિયા ચડ્યા. ગણેશભાઈ મોટા માણસના પુત્ર હોવાથી તેમનું નામ જાણીતું છે. એમના જન્મની ખુશાલીમાં તું ઘોડી પલાણ. ઘોડી કેવી છે? બીજો કલાકાર પૂછે છેઃ પણ એ ઘોડી કયા જશે ? ઘોડી સુરત શહેરમાં જશે. ત્યાં ઘઉં ને ચણા ખાશે. શેઠિયાઓ પણ ઘોડી જોઈને ખુશ થાય છે. ઘોડીને શણગારે છે. અને ઘેરૈયો પાછો ગામમાં આવે છે. ખેતમજૂરોના માલિકની બજારમાં આબરૂ સારી હોય છે. શેઠ જેવી રીતે ખેતરના માલિકને માન-પાન આપે છે. એવાં જ માન-પાન મજૂરની ઘોડીને અને મજૂરને પણ મળે છે. મહેનત-મજૂરી અને કર્તવ્યનિષ્ઠાથી આબરૂ વધે છે. એક તંદુરસ્ત વાતાવરણ પેદા થાય છે. એવું વાતાવરણ સર્જવામાં ઘેરૈયાઓનો પણ સિંહફાળો છે. ખેતમજૂર માલિકના ઘેર પુત્ર જન્મે એની વધાઈના રૂપમાં શહેરમાં મ્હાલી આવે છે. એની ઘોડીને પણ ઘઉંચણા મળે છે. આવું ખુશહાલીનું ચિત્ર આ ગીતમાં જોવા મળે છે.

( ગણેશભાઈની જગ્યાએ કોઈ પણ નામ મૂકી શકાય છે.)

**ઘેર વધાવવાનું ગીત**

ઘેર વધાવા નિસર્યા રે
બેની રાખો હમારી લાજ રે
અમે ઘણાં તે ઘરના પરોણલા રે
બેની આટલી શાને વાર રે
પહેલાં વધાવ ચાંદા -સૂરજને
બેની, પછી અમારી ઘેર રે
અખંડ રહે તારો ચાંદલો રે.
બેની ભર્યો રહેશે ભરથાર રે
આહેવારો રે મહિમા રોટીં
ખરાખેતર માંપડી પંજેઠી
પંજેઠી પર સાત ડૂંડાં
ઘર ધણિયાણી રહેશે રૂડાં

રહો સુખીને બાંધો ઘેર
નળિયે છાયાંનેવ
તમને મળશે નારાયણ દેવ
ધીરા તો રમો ભાઈ ઘેરિયા રે
મને લાગે છે બે ઘડી વાર રે
હોધતાં હોધતાં છાપરે રે
વીરા  દેશું તે ગોખલા માહી રે
ઘેરૈયા રે ભાઈ ખાયને પીએ
કવિયો બાપડો ટગમગ જુએ
રહો સુખીને બાનંધો ઘેર
જીવતાંની માયા છે આવસું પોર

ભાવાર્થ

ઘેરૈયાના કલાકારો નજીકના ગામમાં માનેલી બેનના આંગણે ઊભાં રહીને બેનને ઘેર વધાવી લેવા માટેની

વિનંતી કરતાં કહે છે કે અમારે તો ઘણાં ગામોમાં જવાનું છે. બેન તમે આટલી વાર શા માટે કરો

છો?

બેન, પહેલાં ચાંદાસૂરજને વધાવી લે, પછી અમારી ઘેરને વધાવજે. અમારા તને આશીર્વાદ છે કે તારો ચૂડી -ચાંદલો અખંડ રહે અને તારો ભરથાર ખૂબ પ્રગતિ કરે . આ તહેવારોમાં રોટીનો મહિમાં છે. ખરા-ખેતરમાં પંજેઠી પડી છે. પંજેઠી ઉપર જેમ સાત ડૂંડા બેઠાં છે. એવી જ રીતે તારા સંસારમાં પણ સુખનો મબલખ ફાલ ઊતરી રહો. એવા અમારા આશીર્વાદ છે. તમે ખૂબ સુખી થજો. ઘર વસાવજો ઘરનાં નળિયાંની છાયા મેળવજો. તમારા ઉપર નારાયણદેવની કૃપા વરસતી રહો. આટલાં બધા આશીર્વચનો સાંભળ્યા પછી બેન કહે છે ભાઈ ! ઊભાં રહો જરા ખમો. હું જે આપવા માગું છું એ શોધતાં મને વાર લાગશે. બેન ઘેરૈયાઓને હાથવગી વસ્તુ-અનાજ આપીને બધાને ખુશ કરે છે. પણ કવિયો બાપડો ટગમગ જોયા કરે છે. છેવટે બેન કવિયાને પણ કંઈક આપે છે. ત્યારે કવિઓ આશીર્વચન આપે છે કે બેન સુખી થજે જીવતાંની માયા છે. અમે હવે આવતે વર્ષે આવીશું.

(કવિયો ઘેરૈયામંડળીનો આગેવાન કહેવાય )

પારણુંનું ગીત

સાગ સીસમનાં ટોડલો રે ઘમ ઘુઘરિયું રે
ભાઈ સુથારી વિનવું રે ઘમ ઘુઘરિયું રે
પાયણું માર મોસાળનું રે ઘમ ઘુઘરિયું રે
ભાગિયો માગે ભાગ રે લાલ પાયણું રે ઘમ ઘુઘરિયું રે

ભાઈ ચીતારી વિનવું રે ઘમ ઘુઘરિયું રે પાયણું ચીતરી
લાવ રે લાલા પાયણું રે ઘમ ઘુઘરિયું રે
હીંચકે હીરની દોર રે ઘમ ઘુઘરિયું રે
ઝૂલે તો ઝૂલાવું લાલ રે લાલા પાયણું રે ઘમ ઘુઘરિયું રે

ભાવાર્થ

સાગ-સીસમનું પારણું છે. એમાં ઘમઘમ બોલે એવી ઘુઘરીઓ બાંધી છે. પારણું મોસાળમાંથી આવ્યું છે. એમાં કોઈનો ભાગ ન હોઈ શકે આ પારણું સુથારે બનાવ્યું છે. ચિતારાએ ચીતર્યું છે. એના હીંચકે હીરાની દોર છે. આવા રમણીય પારણામાં હે મારા લાલ, તને હું ઝુલાવું છું. અહીં એક માનો પુત્રવત્સલ ભાવ સ્પર્શી જાય છે. પારણું કેન્દ્રમાં છે. પારણું એક નિમિત્ત છે. પણ એ નિમિત્તે સામાજિક સંબંધોના તાણાવાણા કેવા ગૂંથાયા છે, એનું હૃદયચિત્રણ ધ્યાનપ્રદ બની રહે છે.

હેરિયુંનું ગીત

વનમાં ચંપા કેરો છોડ રે ગિરધારીલાલજી રે લોલ
એને ફૂલડાંબૌ-બૌફૂટેરે ગિરધારીલાલજી રે લોલ
એ ફૂલ કોડા રે ચૂંટવા જાય રે ગિરધારીલાલજી રે લોલ
વનમાં ચાંપણી માલણ રહેતા હોય રે ગીરધારીલાલજી રે લોલ

એ ફૂલ માલણ ચૂંટવા જાય રે ગિરધારીલાલજી રે લોલ
એના હારો રે ગૂંથાય રે ગિરધારીલાલજી રે લોલ
એ હાર કિયા તે દેવને ચઢે રે ગિરધારીલાલજી રે લોલ
એ હાર હનુમાનજીને ચઢે રે ગિરધારીલાલજી રે લોલ

ભાવાર્થ

વનમાં ચંપાનો છોડ છે. એના ઉપર ફૂલ ઊગ્યાં છે. આ ફૂલ ચૂંટવા માટે માલણ જાય છે. માલણ એનો હાર બનાવે છે. એ હાર હનુમાનજીને ચઢે છે. ગિરધારીલાલ ટેકની પંક્તિ છે. તેના લીધે ગીતનું સંગીતમાધુર્ય પ્રગટે છે. લયનો કેફ વરતાય છે. એટલે જ એનું નામ લ્હેરિયું હશે ? ગીતમાં બીજું કશું નથી. એના લયમાં ધુર્યમાં જ એનો અર્થ છૂપાયેલો છે.

(તળાવિયા રાઠોડોમાં લોકગીતો, વાંઝણા પારસી ફળિયા તા. ચીખલી જિ. નવસારીના બાબુભાઈ મણિભાઈ હળપતિ (ઉ.વ ૬૪)પાસેથી તા.૯-૧૧-૨૦૦૪ના રોજ મેળવ્યાં હતાં. આ ગીતો વહી સામાયિક જાન્યુઆરી મે, ૨૦૦૫ તંત્રી કાનજી પટેલમાંથી લીધા છે. પૃ.નં. ૧૦૫, ૧૧૧)

**રંગોનાં નામ**

| તળાવિયા | ગુજરાતી | તળાવિયા | ગુજરાતી |
| --- | --- | --- | --- |

| | | | |
|---|---|---|---|
| કારો/કારી | કાળો | પીરો/પીરા | પીળો |
| જૌબુંરિયો | જાંબલી | વાદરી | વાદળી |
| લાલ | લાલ | ધોરું | સફેદ |
| નારંગી | નારંગી | ગુલાબી | ગુલાબી |
| પોપટી | પોપટી | કેહરી | કેશરી |

**સગપણના શબ્દો**

| **તળાવિયા** | **ગુજરાતી** | **તળાવિયા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| માં,માઈ | માતા | બાપ-બાપા | પિતા |
| પોયરો, છોરા | પુત્ર | છોકરી, પોયરી, | પુત્રી |
| ભૈ, વીરો | ભાઈ | ધણી, ભરથાર | પતિ |
| બ્હેન, બોન | બહેન | ધણિયાણી, વઉં | પત્ની |
| બનેવી, પટલ | જીજાજી | દાદા | દાદા |
| મોંમા | મામા | | |

**સમય અને અવકાશ સાથે સંકળાયેલાં  નામ**

| તળાવિયા | ગુજરાતી | તળાવિયા | ગુજરાતી |
|---|---|---|---|
| હવાર, મરકું | સવાર | પોરઘાર | આવતું વર્ષ |
| ઓણુંકું વરહ- ઓણઘાર | આ વર્ષ | દહાડો | દિવસ |
| આફા-એપા | આ બાજુ | જેફા,જેપા | જે બાજુ |
| ઠેક લગીન | છેક લગીન | ધરતીમાતા | ધરતી |

**મહિનાનાં નામો**

| તળાવિયા | ગુજરાતી | તળાવિયા | ગુજરાતી |
|---|---|---|---|
| કારતક | કારતક | માગહર | માગશર |
| પોહ | પોષ | મ્હા | મહા |
| ફાગન | ફાગણ | ચઈટર | ચૈત્ર |
| વૈહાખ | વૈશાખ | જેઠ | જેઠ |
| અહાડ | અષાઢ | સાવન | શ્રાવણ |
| ભાડરવો | ભાદરવો | આહો | આસો |

**તહેવારોનાં નામો**

| **તળાવિયા** | **ગુજરાતી** | **તળાવિયા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| હોરી/ઓરી | હોળી | દિવારી | દિવાળી |
| નોરતો | નવરાત્રિ | દિવાહો | દિવાસો |

**ફળોનાં નામ**

| **તળાવિયા** | **ગુજરાતી** | **તળાવિયા** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ઓંબો-કેરી | આંબો | બપ્પૈયું | પપૈયું |
| સફરજન | સફરજન | હંતરો | સંતરાં |
| દરાખ | દ્રાક્ષ | બોયડી | બોરડી |
| સીકુ | ચીકુ | | |

**ઋતુઓનાં નામ**

| તળાવિયા | ગુજરાતી | તળાવિયા | ગુજરાતી |
|---|---|---|---|
| હિયાળો | શિયાળો | ઉનારો | ઉનાળો |
| ચોમાહું | ચોમાસું | | |

**શાકભાજીનાં નામો**

| તળાવિયા | ગુજરાતી | તળાવિયા | ગુજરાતી |
|---|---|---|---|
| અડબી | બટાકા | કરમકલ્લો | કોબીઝ |
| ટોમેટો | ટામેટા | રીંગણ | રીંગણ |
| કોંદો-ડુંગરી | કાંદો-ડુંગળી | | |

**અંકોનાં નામ**

| તળાવિયા | ગુજરાતી | તળાવિયા | ગુજરાતી |
|---|---|---|---|
| એક | એક | બે | બે |
| તન | ત્રણ | ચાર | ચાર |
| પોંચ | પાંચ | છ | છ |
| હાત | સાત | આઠ | આઠ |
| નૌ | નવ | દહ | દશ |

**સંદર્ભ સૂચિ**

૧. ગુજરાતના દૂબળાઓ ડૉ. પી. શાહ. પ્ર. ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.

૨. રાઠોડઃ તલવારિયા રાઠોડ સં. નારણભાઈ હીરાભાઈ રાઠોડ.

૩. ગુજરાતની લોકસંસ્કૃતિ, જોરાવરસિંહ જાદવ. પ્ર.માહિતીખાતુ.ગુ.સરકાર, ગાંધીનગર. પ્ર,આ જાન્યુઆરી, ૧૯૭૩.

૪. વહી તંત્રી. કાનજીભાઈ પટેલ અંકઃ જાન્યુઆરી મે-૨૦૦૫, એમાં મહીપતસિંહ રાઓલજીનો તલવારિયા રાઠોડોનું ઘૈરેયા રાસનો લેખ.

૫. રાજસ્થાનકી લોકજાતિયાં.લે.બજરંગલાલ લોહિયા પ્ર.સં.બજરંગલાલ લોહિયા,કલકત્તાપ્ર. સંસ્કરણઃ ૧૯૫૪.

૬. હિન્દી ભાષા ઔર સાહિત્ય કે વિકાસમે ગુજરાત કા યોગદાન ડૉ. રામકુમાર ગુપ્ત, પ્ર. હિન્દી કા. પરિષદ, અમદાવાદ, પ્ર. સંસ્કરણ-૧૯૮૫

## સંગીતવાદ્યો અને નાટ્યવેશો

**વાદ્યોઃ**

આદિવાસીઓના કોઈપણ પ્રસંગમાં સંગીતનું સાધન કે વાજિંત્ર ન હોય એવું બનતું નથી. આખા દિવસના સખત થાકનો ભાર હળવો કરવા કે લગ્ન, મૃત્યુ કે બીજા અન્ય સામાજિક પ્રસંગોએ આનંદ અને શોકની બંને ઘટનામાં સંગીત હોય છે. દરેક પ્રજાને પોતાપોતાની આગવી સાંસ્કૃતિક પરંપરા હોય છે. આદિવાસી પ્રજા એટલે સૈકાઓથી પોતાના આગવા કલાવૈભવને, પોતાના જીવન ધબકાર માફક સાચવીને, નિરંતર તેમાં નાચતી, ગાતી અને પ્રકૃતિ સાથે સમરસ બનીને વિવિધ આદિવાસી જાતિઓમાં વિવિધ પ્રકારનાં વાજિંત્રો જોવા મળે છે. આ લોકવાદ્યોનો ઉપયોગ નૃત્ય, સામૂહિક ઉત્સવો, મેળા, લગ્ન કે દેવપૂજા

વખતે થાય છે. આ દૈવવાદ્યો ગણાતા હોવાથી એની પવિત્રતા જાળવવાનો પણ આગ્રહ રાખવામાં આવે છે. આ વાજિંત્રો સાથે આદિવાસીઓની વિશિષ્ટ માન્યતાઓ અને શ્રદ્ધાઓનો તંતુ જોડાયેલો છે.

**તૂરઃ**

મૃદંગ વર્ગનાં વાદ્યોમાં તૂર-થાળીનું મહત્ત્વ છે. એ હાથની થાપીઓથી વગાડાય છે. આ વાદ્યનાં બે મુખ નાનાં-મોટાં હોય છે. તેનો કાંઠો માટી તેમજ લાકડામાંથી બનાવવામાં આવે છે. બન્ને મુખ ઉપર સારી પેઠે કેળવેલું ચામડું લગાડેલું હોય છે. તે વગાડતી વખતે ચામડા ઉપર ચોખા-રાખોડી મેળવી બનાવેલ મીણ મધ્ય ભાગમાં લગાડવામાં આવે છે. તેનાથી આ વાદ્યનો અવાજ ખૂબ જ સરસ નીકળે છે. જે સાંભળીને અદ્‌ભુત એવા શબ્દો સાંભળનારના મુખમાંથી સરી પડે છે. તૂરનું સર્જનકરનાર કોઈ એક નથી. તેનો ઘાટ તૈયાર કરવા માટે કલાકારોની કલા થકી એને સુંદર મઝાનો ઘાટ મળે છે. તૂરનો આકાર અને આધાર માટીના કાંઠા પર નિર્ભર છે. માટીનાં વાસણો બનાવનાર કલાકાર કુંભાર સુંદર માટીની ગાર બનાવી એને માચડા પર ચઢાવી એક બાજુ નાનો મોટો લંબગોળ નળાકાર આકાર આપે છે. ત્યાંથી બીજા કલાકાર પાસે લઈ જવામાં આવે. બીજો ચામડાનું કામ કરનાર કલાકાર બંને બાજુના પોલાણ પર ગાયનું ચામડું ચઢાવે છે. ગાયના ચામડાને મજબૂત કરવા તેની ફરતે ત્રીસથી બત્રીસ ગર (કાણાં) પાડી જેને ગાયના ચામડાની વાધરીથી બાંધવામાં આવે છે. જેથી તંગ કરવાનું હોય ત્યારે ખેંચી શકાય. ગાયના ચામડામાં ‘ધાબરી’ એટલે કે ગાયના ગળાના ભાગનું ચામડું હોય તો તૂર સારો વાગે એવું વગાડનારા માને છે. અવાજ કડક બનાવવા

માટે વગાડનાર પડ પર ભેંણ લગાડે છે. જેથી અવાજ પાંચ ગામ સુધી સંભળાય. ભેંણ એટલે ? ભેંણ એટલે ભાતના પૂળિયા સળગાવી તેની રાખમાં રાંધેલા ભાત બરાબર મેળવી કરી તૈયાર કરવામાં આવતો ચીકાશવાળો એક પદાર્થ જે તે સમયે તરત તૈયાર કરીને લગાડવામાં આવે છે. વગાડવાનું બંધ કરી ભેંણને કાઢી નાખવામાં આવે છે. આ રીતે તૂર તૈયાર થાય છે.

તેની સાથે એક સાથીદાર તરીકે એક કાંસાની થાળી હોય છે. બંને એકબીજાના તાલ સાથે વગાડવામાં આવે. બંને એક બીજાના પૂરક કહેવાય. કાંસાની થાળી અડધા ફૂટની ઘેરાવવાળી હોય છે. થાળીને વગાડવા માટે ઠિંડરાનો (એક જાતનો છોડ) એક પોણા ફુટનો ટૂકડો હોય છે. જે હલકો હોવાનો લીધે થાળી તૂટે નહીં. તૂરને ત્રણ પ્રસંગે, મંગલ પ્રસંગે, લગ્ન પ્રસંગે અને મરણ પ્રસંગે વગાડવામાં આવે છે.

**તાસા :**

તાસા-મંજીરા-કરતાલ જે બે રાખવામાં આવે છે. તે તાલબધ્ધ રીતે એકબીજાને ઠોકવામાં આવે છે એટલે અવાજ ઉત્પન્ન થાય છે. જે સંગીતમાં વધારો કરે છે. આ તાસા કાંસા, રૂપા, તાબું, પિત્તળમાંથી બનાવવામાં આવે છે.

**મંજીરાં :**

મંજીરા પિત્તળ કે પતરાના બનાવેલા બજારમાંથી વેચાતા લાવે છે. પરસ્પર ટકરાતાં રણકાર ઊઠે છે અને દોરીની યૂકિતને કારણે હાથનો સ્પર્શ થતો નથી અને રણકાર દબાતો નથી. તે નોરતામાં ઘેરિયા નૃત્ય,

ભજન કિર્તન વખતે વગાડવામાં આવે છે.

**ઘૂઘરા કે ઘુઘરી :**

ઘુઘરા હળપતિ આદિવાસીઓના ઘેરૈયા નૃત્યોની એક આગવી વિશેષતા છે. માથે જેમ સાડીની પાઘડી તેમ કમરે ઘુઘરા અને પગે ઘુઘરા કે ઘુઘરીઓ તેઓ બજારમાંથી ખરીદતાં હોય છે. ઘુઘરા ઘુઘરીઓનો નોરતામાં ઘેરૈયાઓ ઉપયોગ કરે છે. બળદને ગળે બાંધવામાં આવે એ ઘુઘરા ઘેરૈયાઓ પોતાની કમરે બાંધીને નાચવાના ચાળાઓમાં તાલ માટે વાપરે છે.

**ઢોલક, નરગા, તબલાં :**

હળપતિ આદિવાસીઓમાં ઢોલક ભજન કિર્તન વખતે નોરતામાં ગરબા ગાતી વખતે તાલ આપવા માટે વાપરે છે. ભજન વર્ષના ગમે તે સમયે કરવામાં આવે છે. ગામની ભજન મંડળી હોય તેમની પાસે આ બધાં વાદ્યો હોય છે.

**સામગ્રી** : લાકડું, દોરડું, મીણ, ચામડું, લોખંડની રીંગ

**બનાવવાની રીત** : લોકો ખાસ પોતાના ઘરે બનાવતા નથી, પરંતુ બજારમાંથી તૈયાર ખરીદીને લાવવામાં આવે છે.

**નૃત્યો :**

હળપતિ જાતિમાં  પણ અન્ય જાતિઓની જેમ નૃત્ય કરવાનો રિવાજ છે. તેઓનાં બેલડી નૃત્ય, નોરતાં અને ઘેરૈયા નૃત્યો તેમજ હોળી નૃત્યો તેઓની સંસ્કૃતિની ઝલક દર્શાવે છે. તેઓ નૃત્યો દ્વારા થાક ઉતારીને મનોરંજન મેળવે છે અને ધાર્મિક ભાવનાઓને પણ સંતોષે છે. કેટલાંક નૃત્યો કોઈ આનંદ કે મનોરંજનના પ્રસંગે કરવામાં આવે છે અને સ્વયંભૂ મનોરંજનનાં નૃત્યો હોય છે. તેઓ સામાજિક, ધાર્મિક અને મૃત્યુ જેવા પ્રસંગોએ પણ નૃત્ય કરતા હોય છે. ઘેરૈયાનૃત્ય, બેલડીનૃત્ય, હોળી નૃત્ય, ધાર્મિકનૃત્ય, ખેતીનૃત્ય, દિવાસા નૃત્ય, દિવાળીનૃત્ય : પક્ષીઓના ચાળા જેવા નૃત્યો, નોરતાનૃત્ય વગેરે. કેટલાંક નૃત્યોને ખેતીની મોસમ સાથે સંબંધ હોય છે.

**ઘેરૈયાનૃત્ય :**

ગુજરાતની આગવી ઓળખ એટલે 'ગરબો' તે ગરબા પ્રકારનું આદિવાસી નૃત્ય એટલે 'ઘેરનૃત્ય' નવરાત્રિ આવે એટલે માતાજીની આરાધનાનું પર્વ આવે. આ આરાધના પર્વથી છેક દેવદિવાળી સુધીનો સમય એટલે જાણે કે આદિવાસી સમાજ માટે ઘેર બાંધી માતાજીને રીઝવવાનો શ્રેષ્ઠ અવસર ! આસો માસની ઋતુ આવે એટલે લોકો ધીમે ધીમે કાપણીના કાર્યમાંથી પરવારતા હોય અને પોતાને કૃષિપાકમાં મબલખ પાક ઊતારવાનો આનંદ આ સમયગાળા દરમિયાન આદિવાસી કૃષકોમાં બેવડાતાં હોય છે. આ આનંદ અને નવરાશની પળને મનભરીને માણી લેવા આદિવાસી સમુદાય માતાજી સાથોસાથ પોતાના વિવિધ દેવદેવીઓને ઘેરનૃત્યના તાલે ભજી લેવા આતુર બન્યાં હોય છે. આ કલાના ઉપાસક સમુદાયના

લોકો થનગની ઊઠતાં હોય છે અને એના ધબકાર પરંપરાગત ઘેરનૃત્યમાં ઝળકી ઊઠતો હોય છે. ઘેરૈયાઓનો થનગનાટ જોનારની આંખો અને અંતર બેનેને એક અલગ પ્રકારનો અહેસાસ આપી જાય છે.

ઘેરૈયાઓનું નૃત્ય માત્ર શકિતની આરાધના નહિ પણ વિવિધ પ્રકારની માન્યતાઓની આ ઘેરૈયા મંડળી દ્વારા તાર મરાવીને યાદ કરવી, ઘરમાં કોઈ નાનું બાળક હોય અને ઘોડીએ ચડાવીને એના શેષ જીવનને આનંદમય બનાવવાની માન્યતા વગેરે. ઘેરૈયા મંડળીના મૂખ્ય વ્યકિત એટલે 'કવિયો' આ કવિયો એટલે માતાજીની આરાધના કરનારો તો ખરો જ પણ સાથોસાથ ગૂઢ વિદ્યાઓનો જાણનાર પણ હોય એવી માન્યતા પ્રવર્તે છે. તેથી કવિયો સક્ષમ હોય તો એક ગામથી બીજે ગામ જતાં રસ્તામાં આવતાં વન-વગડા કે નદી-નાળાં પસાર કરતાં ઘેરૈયા મંડળીને કોઈ તકલીફ આવતી નથી.

ઘેરૈયાનો પોશાક અર્ધનારેશ્વર જેવો હોય છે. કચ્છો મારીને સાડી અને ઉપર બ્લાઉઝ અને વળી માથે પાઘડી અને કમર ઉપર બળદોને ગળામાં બાંધવામાં આવે છે. ઘૂઘરા રણકતાં હોય, હાથમાં લાકડાના જાડા ડાંડીયા અને મોરપીંછની કલગીથી  તેઓ શોભતા હોય છે. સમયના વહેણ સાથોસાથ આવેલ બદલાવ પ્રમાણે પગમાં બૂટ-મોજાં અને વળી, આંખે ગોગલ્સ પણ કેટલાંક ધારણ કરે છે. આવા અનેરા ઘેરૈયાઓ એક ઘરેથી બીજા ઘરે ગરબે ઘૂમવા જાય છે ત્યારે અનેરો થનગનાટ જોવા મળે  છે. વળી, દરેકના પગ સ્ફૂર્તિ સાથે ઊંચકાતા હોય છે. કયાંક થાક વર્તાતો હોવાનું જોવા મળતું નથી, ત્યારે એવું લાગે છે જાણે કે માતાજીના આશીર્વાદ સદૈવ આ ઘેરૈયાઓના શીરે હોય છે.

ઘેરૈયા મંડળીનો નાયક એટલે કવિયો તે જ રીતે એમની સાથે હોય છે એક ઘોડીવાળો. આ ઘોડીવાળાના

હાથમાં એક લાકડી અને લાકડી ઉપર ઘોડીની મુખાકૃતિ હોય. ઘોડીવાળો સમગ્ર ઘેરૈયા મંડળીમાં વિદૂષકની જેમ ચાળા પાડીને આકર્ષણ જમાવતો હોય છે. ઘેર બાંધીને માતાજીની ઉપાસના કરાતી હોવા છતાં નોંધનીય બાબત એ છે કે, નૃત્ય મંડળીમાં સ્ત્રીઓ હોતી નથી, માત્ર પુરુષો જ તેમાં અર્ધનારેશ્વર વેશે હોય છે.

ઘેરૈયાઓ તબલાં કે ઢોલકના તાલે વિવિધ ગીતો લલકારતા દાંડીયા પીટવાની ઝડપ પણ એટલી જોરદાર હોય છે કે મહાવરા વગરના નૃત્યકારોનું આમાં કોઈ સ્થાન જ ન હોય! અગાઉ ઘેરૈયા મંડળીઓ ગામેગામ જતી ત્યારે સ્ત્રીઓ પીયરના ગામના ઘેરૈયાની ચાતકની નજરે વાટ જોતી અને તેમાં ઘરના માણસો મળવા આવી માતાજીના આર્શીવાદ અપાવી ગયાનો ભાવ રહેતો.

ઘેર બાંધવામાં આવે ત્યારથી જ આ મંડળીના દરેક સભ્યો વણલખ્યા નિયમોને અનુસરતા હોય છે. કોઈ પણ અનિચ્છનીય વિચારો મનમાં ન આણવા, બ્રહ્મચર્યનું પાલન કરવું, માંસાહાર કે મદિરાનું સેવન ન કરવું અને ટૂકડીના નાયક કવિયાના દરેક આદેશોનું પાલન કરવું વગેરે. સાથે જ કોઈ પણ સભ્ય આર્થિક બાબતોને વ્યકિતગત રીતે પરાણે મૂકે છે. કંઈ બક્ષિસ યજમાનો તરફથી પ્રાપ્ત થાય એ સામૂહિક રીતે જ મેળવાતી હોય છે. બક્ષિસની સાથોસાથ મોટા ઘરના યજમાનો આ ટૂકડીને ભોજન પણ પિરસતા હોય પણ એ પણ સ્વચ્છ એટલે કે અમુક નિયમોનું ચૂસ્તપણે પાલન થતું હોય એવા ઘરે જ આ મંડળી ભોજન આરોગતી હોય છે.

ઘેરિયા મંડળીમાં ગરબા સાથે જ વિવિધ ગીતો ગવાતાં હોય છે તે અલગ અલગ માનતાઓ સાથેના

હોય છે... ઘેરૈયાનું આગમન થાય એટલે મુદ્રાપંકિત સમાન સામરેક મોરચા.... સામરેક મોરચા...

લયબદ્ધ રીતે કવિયો બોલતો જાય એને અન્ય સભ્યો ઝીલીને ગાતાં હોય છે. તે જ રીતે કવિયો જે ગીતો બોલે એને દરેક ઝીલતાં હોય. ઘેર રમવાની શરૂઆત ધીમી પગલીએ થાય અને પછીથી એની ઝડપ વધતી જાય અને ગવાતું હોય.

રુમક ઝુમક ઝુમખડું રે, રુમક ઝુમક ઝુમખડું રે...
કયાભાઈ સીસાલ્હેર રે, ભાઈ ઝુમખડું રે...
માતા ભોવાનીની મારો તાર, જીવતા રાખો જગો પાર,
તેનો રે પૈસા  મારશે ઘેર,
માતા રમે ડુંગરમાં ને ઘેરીયો રમે ઉબરમાં...

-ઘરમાં કોઈ નાનું બાળક હોય એનું નામ લઈને ઘોડીએ ચડાવવામાં આવે ત્યારે ગવાતું હોય કે...

સામરેક મોરચા... સામરેક મોરચા...
સત્વનભાઈ રે ઘોડીએ ચઇડા... સત્વનભાઈ રે ઘોડીએ
ચઇડા... હાં રે હાં ભાઈ... હાં રે હાં ભાઈ...
સામરેક મોરચા...પારનેરામાં પાણી પીએ,
ઘોડી મલકારા મારે...

- જે ઘરે ઘરે રમાતી હોય એ ઘરના કોઈનું અવસાન થયું હોય તો મૃતાત્માને યાદ કરી શ્રદ્ધાંજલિ આપવી એને 'તાર મારવો' એમ કહે છે. તાર મારતી વખતે સમગ્ર નૃત્યમંડળી એકીહૃદયે શ્રદ્ધાંજલિ અર્પતાં કહે છે...

સગવડમાં વડ ઘૂઘર્યો,
વડનાં ખર્યાં પાન,
આમલી કાપી થાંભલી રોપી,
નદીએ બાંઈધા ઘેર રે...
પરમેશ્વર આઈવાં તેડાં,
તેડાં ચાલ્યા જાય રે, હો તેડાં ચાલ્યા જાય રે...
જીવાં મરનાં રે સત્ પધાર્યાં,
વેરીએ ઘર્યાં વાઘ રે...
ભાઈ તને કોણ મરાવે તાર,
ભાઈ તને દીકરો મરાવે તાર...

ઘેરૈયા મંડળી ઘરના આંગણે ઘેર રમી જાય એટલે આખું વર્ષ સારું જાય એવી માન્યતા પ્રવર્તે છે. એટલે જ લગભગ દક્ષિણ ગુજરાતની તાપીથી વાપી સુધીની પટ્ટીમાં વસતા આદિવાસીઓમાં ઘેરૈયાનું મહત્ત્વ છે. ઘેર છોડવામાં આવે એટલે કે આ મંડળીનું વિર્સજન કરવામાં આવે ત્યારે જે કંઇક બક્ષિસ ભેગી થઈ હોય

એનો વપરાશ કોઈ દેવસ્થાન માટે અથવા તો ગામના સાર્વજનિક કામ માટે કરવામાં આવે છે.

ભકિતભાવ સાથે ઘેરૈયાનૃત્ય થતું હોય કે પછી આ ચોક્કસ માન્યતાઓ સાથે ખેલાતા નૃત્યને સમયના વહેણે કયાંક ને કયાંક અસર તો કરી જ છે. આજે આ પરંપરાગત નૃત્યકલા લુપ્ત થતી હોય એમ લાગે છે.

**બેલડીનૃત્ય :**

બેલડીનૃત્ય રાત્રે કરવામાં આવે છે. નાટકો રાત્રે ભજવે છે ત્યારે પ્રેક્ષકો કંટાળી જાય ત્યારે લોકોને મનોરંજન પૂરું પાડવા માટે નાટકની વચ્ચે-વચ્ચે બેલડીનૃત્ય કરવામાં આવે છે.

**હોળીનૃત્ય :**

આ સમાજમાં દરેક ગામડે-ગામડે હોળી સળગાવે છે. લોકો તૂર થાળી જેવા વાદ્ય વગાડતાં હોળીના સ્થળે ભેગાં થાય છે. હોળી સળગાવ્યાં બાદ બધા લોકો ઘેર જઈ, ખાય-પીને હોળીના સ્થળે આવી હોળીની પૂજા કરે છે. હોળીની ફરતે તૂર વગાડતાં જઈ પુરૂષો નાચતાં હોય છે. તઓ પરંપરાગત વસ્ત્રો પહેરીને નાચતાં હોય છે. હોળી આદિવાસી સમાજનો સૌથી મોટો તહેવાર ગણાય છે.

હોળીના બીજા દિવસથી ચૂલના મેળા ભરાય છે. પાંચમ સુધી મેળા ચાલે છે. હોળીની રાખ ચોળીને પુરૂષો ઘેરૈયા બનતાં હોય છે. ઘેરૈયા બનનાર શરીરે રાખ ચોળે છે. કમરમાં મોટાં ઘુઘરા બાંધે છે અને પગમાં નાનાં ઘુઘરા પહેરે છે. માથે મોરપીંછનો બનાવેલો ટોપો પહેરે છે. શરીર પર કાળી મેશ લગાવી ફાટેલા

લુગડાં પહેરે છે તો કોઈ સ્ત્રીનો વેશ પણ ધારણ કરે છે. ઘેરૈયા પાંચ દિવસ સુધી ગામે ગામ ફરતાં હોય છે. પાંચ દિવસનો ઉપવાસ રાખે છે. ઘેરૈયો બનનાર હાથમાં કરતાલ પણ રાખે છે. કેટલાક બળદના ગળે બાંધવાના ઘુઘરાના પટ્ટાને કમરે બાંધે છે. પગમાં ઘુઘરા પહેરે છે. ગળામાં તથા કમરમાં તુંબડી, તુંબડાની માળા લટકાવી પહેરે છે.

**નોરતા નૃત્ય :**

નવરાત્રિના ૯ દિવસ સુધી આદ્યશકિતની પૂજા કરે છે. દરેક ગામડે ગામડે વાડીઓ નાખે છે. માતાજીના ગરબા ગાય છે. યુવાનો-યુવતીઓ ગરબા રમે છે ત્યારે અલગ-અલગ તાલમાં રમે છે. જેમાં ઘંટી ફેરા, રાશ, ફળકો, ઊભલીરાશ, બેઠો ચારો, ગોળ ફરકો ડાંડીયા રાશ રમે છે.

**તૂરનૃત્ય :**

તૂરવાદન હંમેશા થાળીના સથવારે જ કરવામાં આવતું હોય છે. આની પાછળ એવી પણ એક માન્યતા પ્રવર્તે છે કે 'તૂર' એટલે 'દેવ'નું અને 'થાળી' એટલે 'દેવી'ની. તૂરવાદન શુભ અને અશુભ બંને પ્રસંગે થતું હોય છે., ફેર એટલો કે શુભ પ્રસંગે વગાડવામાં આવતા અને અશુભ પ્રસંગે વગાડવામાં આવતા ચાળા (ચાળા એટલે તૂર વગાડવાની વિશિષ્ટ પધ્ધતિ) અલગ અલગ હોય છે. ઉપરાંત શુભ પ્રસંગે વગાડવામાં આવતા ચાળા સાથે વિવિધ પ્રકારના ચાળાને અનુરૂપ નાચણું પણ હોય અને શુભ પ્રસંગોએ

વગાડવામાં આવતા ચાળા વખતે નૃત્ય હોતું નથી જેવી રીતે નૃત્યકારોએ નાચવું હોય એ ચાળાને અનુરૂપ 'લ્હેરયું' ગવાય અને એ રીતે વાદકોએ વગાડવું પડે. નહીંતર નૃત્યકારો 'નાંઈ...' 'નાંઈ...' બોલી ઈન્કાર કરે. યોગ્ય ચાળો વાગતાં જ નાચનારાઓ ઝૂમી ઉઠે અને નૃત્યનો ધમધમાટ થાય. ધાર્મિક વિધીવિધાન ટાણે જે દેવનો ચાળો વગાડવામાં આવે છે ત્યારે નૃત્ય નહીં પણ એમાં દેવોને રીઝવવાનો ભાવમાત્ર હોય છે. અશુભ પ્રસંગે એટલે કે કોઈનું અવસાન થયું હોય ત્યારે જે ચાળાઓ વગાડવામાં આવે એના થકી સાંભળનારાઓમાં  સંવેદના પેદા થતી હોય છે. વળી જૂના સમયથી ચાલી આવતી આ પદ્ધતિમાં સંદેશા વ્યવહારનાં ટાંચા સાધનોની ખોટ પૂરાતી હોય છે. જેમકે કોઈનું અવસાન થતાં વગાડવામાં આવતો ચાળો વાગતાં ગામના કે આસપાસના લોકોને ખબર પડી જાય કે કયાંક અશુભ પ્રસંગ ઉપસ્થિત થયો છે. શબને લઈને જે કંઈ ક્રિયાઓ  કરવામાં આવતી હોય તે પ્રમાણેના અલગ અલગ ચાળા વાગતાં હોય તે ઉપરથી આસપાસનાં સાંભળનારાઓને ખ્યાલ આવી જાય કે હવે શબને સ્મશાને લઈ જવા માટે ઘરની બહાર આંગણે લાવી વિધીઓ કરવામાં આવી રહી છે., સ્મશાન તરફનું પ્રયાણ થઈ રહ્યું છે., સ્મશાને પહોંચી ગયાં પછી પણ તે પ્રમાણેનો ચાળો વાગતો હોય. આમ,  અગાઉ તો આ તૂરવાદન જ આસપાસ સંદેશો પહોંચાડવાનું કામ કરતું એમ કહેવાય તો ખોટું નથી. મરણ પછીના ક્રીયાકર્મ 'દહાડા' વખતે પણ તૂરના વિવિધ ચાળા વાગતા હોય અને તૂરીયાના ચાળા પ્રમાણે વિધીઓ આગળ ધપતી હોય છે. કેટલીક વિધિઓમાં તૂરીયા જ મૂખ્ય વ્યકિત તરીકે હોય. જોકે સમયના વ્હેણ સાથે બદલાવ જોવા મળે છે.

લગ્ન જેવા સમયે તૂરીયા આવી જાય એટલે પધ્ધતીસરનું એમનું સ્વાગત બહેનો દ્વારા કરવામાં આવે છે. નાની-મોટી દરેક વિધીઓ સમયે તૂરવાદન અચૂક હોય જ અને એના થકી જ વિધી કરનાર બહેનોમાં અનેરો ઉત્સાહ સંચારિત થતો હોય છે. લગ્ન ટાણે પીઠી લગાવવાના દિવસથી જ તૂર નો નાદ સંભળાતો હોય પરંતુ માંડવાના દિવસે એટલે કે લગ્નના આગલા  દિવસે રાત્રે તૂરનૃત્યની અનેરી રંગત જામે છે. સંપન્ન પરિવાર હોય અને જો બે કે વધુ તૂરીયાઓ ભેગા થયાં હોય ત્યારે રીતસર તૂરીયાઓમાં સ્પર્ધા જામે અને એનો આનંદ નૃત્યકારો ભરપૂર માણે. તૂરીયાઓને મથાવવા નૃત્યકારો એમના વાદનને નાપસંદ કરી જમીન ઉપર બેસી જાય અને તૂરીયા વિવિધ ચાળા વગાડી નૃત્યકારોને મનપસંદ ચાળા સાથે નાચવા જાણે કે રીતસર મનાવતા હોય ત્યારે અનોખો માહોલ સર્જાય છે. નાચવામાં એવું નથી હોતું કે સૌ અલગ અલગ નાચતા હોય ! પાંચ, દસ, કે પચ્ચીસ જેટલા નૃત્યાકારો નાચવા માટે એકત્ર થયાં હોય એ દરેક એક બીજાની કમરમાં હાથ નાખીને જોડી બાંધીને વિવિધ ચાળા સાથે વિશિષ્ઠ શૈલી પ્રમાણે નાચતા હોય છે. તૂર નૃત્યમાં ભાઈઓ બહેનો ભેગા જોડી બાંધીને નાચતા જેના માટે ‘ઝાવડો બાંધીને નાચુંનાં’ એમ કહેવાતું હવે સમયના બદલાવ સાથે દક્ષિણ  ગુજરાતના છેવાડાના અને  મહારાષ્ટ્રનાં દહાણુ જિલ્લાના કેટલાક અપવાદો બાદ કરતાં આ નૃત્યમાં બધા ભાઈઓજ નૃત્ય કરતા હોવાનું જણાય છે.

આમ તૂરવાદન શુભ-અશુભ બન્ને પ્રસંગોએ કરવામાં આવે છે.બન્ને પ્રસંગોના ચાળા અલગ-અલગ હોય છે અને શુભપ્રસંગોએ નૃત્ય સાથે લ્હેરીયાનું ગાન પણ થતું હોય છે વિવિધ લ્હેરીયામાં આદિવાસી

જીવન સાથે વણાયેલી બાબતો,આનંદ ઉલ્લાસ,ટીખળભાવ,સમાજોત્થાનનો ભાવ વગેરે જોવા મળે છે.

જેમ બાર ગામે બોલી બદલાય તે પ્રમાણે વિસ્તાર-વિસ્તાર પ્રમાણે તૂરનૃત્યના ચાળાઓમાં ફેરફાર હોય શકે. અમૂક વિસ્તારમાં અમુક લ્હેરીયાં જોવા મળતાં હોય તે અમુક વિસ્તારમાં ન પણ હોય ઉપરાંત લ્હેરીયામાં કેટલાક શબ્દોમાં કે કેટલીક વાક્યરચનાઓમાં પણ ફેરફાર હોય શકે છે.

તૂરનૃત્યના ચાળા આ પ્રમાણે ઓળખાય છે.

| | |
|---|---|
| ચાલ્તો ચાળો | ગાંણ ગંહાટ્યો |
| નાહતો ચાળો | દુલ્ભો બ્હેરો |
| કુદાણ્યો ચાળો | ઉટ્ટ બેટા ઘેર ચાલ |
| બે ડગાલ્યો ચાળો | પટેલ જોવડો તોવડો રા |
| તીન ડગાલ્યો ચાળો | કોપોર કાચલી |
| પાંચ ડગાલ્યો ચાળો | ભાવાડાયો ચાળો |
| બઠો ચાળો | ભગાતાયો ચાળો |
| મોધળી ગુભો | ધીરી પગલી |
| ચીપ્ટો ભૂળ્યો | ઘોડી ચાળો |
| પટેલાયે આંગણે વાંકો તાડ | મોર ચાળો |

| | |
|---|---|
| ધનજી ખંધાડ | નંદી ખૂંટી |
| અધ્ધો હંહલો | કૂટકી રોટલી ને પંદાર વાલ |
| ઝુલાણ્યો | |

જુદાં-જુદાં વિસ્તારોમાં અલગ અલગ લહેરીયાં પણ જોવા મળી શકે છે. લ્હેરીયાં ગવાતાં હોય તે પ્રમાણે નૃત્યની તૂરવાદનની પદ્ધતિઓ હોય છે. તૂર નૃત્યમાં ગવાતાં કેટલાંક લ્હેરીયાં આ મુજબ છે.

**નાટયવેશો :**

ઘેરિયા મંડળીમાં કવિયાનો ખૂબ મહત્વનો ભાગ ભજવે છે. ઘેર બાંધવા માટે ગામના ચાચર ચોકમાં ભેગાં થાય છે. પોત-પોતાનો વેશ લઈ આવે. તેમને તૈયાર થતાં બે કલાક લાગે છે. કવિયો ચાચર ચોકની નાળિયેર, ઔષધ (ઓસળ) ચોખા, અળદ, કંકુ, અગરબત્તી વગેરે વસ્તુ ખાડો ખોદી મૂકી પૂજા વિધિ કરે છે. કવિયો માથે સાડીનો ફેટો બાંધે છે. ડગલું મોટાં બટનવાળું અને ધોતી પહેરે છે. ઘેરિયાનો પોશાક અર્ધનારેશ્વર જેવો હોય છે. કચ્છો મારીને સાડી અને ઉપર બ્લાઉઝ અને વળી માથે પાઘડી અને કમર ઉપર બળદોને ગળામાં બાંધવામાં આવે છે એ ઘૂઘરા રણકતાં હોય, હાથમાં લાકડાના જાડા ડાંડીયા અને મોરપીંછની કલગીથી તેઓ શોભતા હોય છે. સમયના વહેણ સાથોસાથ આવેલ બદલાવ પ્રમાણે પગમાં બૂટ-મોજાં અને વળી, આંખે ગોગલ્સ પણ કેટલાંક ધારણ કરતા હોય છે. આવા અનેરા ઘેરિયાઓ એક ઘરેથી બીજા ઘરે ગરબે ઘૂમવા જાય છે ત્યારે અનેરો થનગનાટ જોવા માગતો હોય છે. વળી, દરેકના પગ

સ્ફૂર્તિ સાથે ઊંચકાતાં હોય છે. કયાંક થાક વર્તાતો હોવાનું જોવા મળતું નથી, ત્યારે એવું લાગે છે જાણે કે માતાજીના આશીર્વાદ સદૈવ આ ઘેરિયાઓના શીરે હોય.

ઘેરિયા મંડળીનો નાયક એટલે કવિયો તે જ રીતે એમની સાથે હોય છે એક ઘોડીવાળો. આ ઘોડીવાળાના હાથમાં એક લાકડી અને લાકડી ઉપર ઘોડીની મુખાકૃતિ હોય. ઘોડીવાળો સમગ્ર ઘેરિયા મંડળીમાં વિદૂષકની જેમ ચાળા પાડીને આકર્ષણ જમાવતો હોય છે. ઘેર બાંધીને માતાજીની ઉપાસના કરાતી હોવા છતાં નોંધનીય બાબત એ છે કે, નૃત્ય મંડળીમાં સ્ત્રીઓ હોતી નથી, માત્ર પુરુષો જ તેમાં અર્ધનારેશ્વર વેશે હોય છે.

**નાટકો :**

હળપતિ સમાજમાં પહેલાના સમયમાં આખ્યાનનો ભજવામાં આવતા જેમાં, ભાથુજી, રામદેવપીર, સતીમદલચા, સતીઅનસૂયા, સોના બાપની ચુંદડી, કૈવુશ હંસ-કેશ, અભિમન્યું વીર વગેરે નાટકો રાત્રિના સમયે ભજવામાં આવતાં હતા પરંતુ હાલમાં પરિવર્તન થવાથી નાટકો ભજવાનું બંધ થઈ રહ્યું છે. નાટકોમાં અલગ -અલગ વેશો ધારણ કરે છે.

**સાહિત્ય :**

**સંગીત વાદ્ય :**

હળપતિઓ નૃત્યના જેટલા શોખીન હોય છે એટલા સંગીતના અને ગીતોના પણ શોખીન હોય છે. કેટલાંક ગીતોમાં બિનઆદિવાસી અસર જણાઈ આવે છે. પરંતુ એવાં પણ ગીતો ગાય છે, જેમાં તેઓની સંસ્કૃતિ અને મૂળ વતનના નિર્દેશ મળે છે. તેઓ પ્રસંગોપાત વિવિધ પ્રકારનાં ગીતો ગાય છે.

(૧) લગ્નગીતો અને એમાંય પીઠી ગીતો, સાંતેકના ગીતો, વિદાય ગીતો વગેરે. પ્રસંગને અનુરૂપ ગીતો ગાય છે.

(૨) કૂદણિયા ગીતો : આ ગીતો નાની છોકરીઓ ગાય છે અને કૂદતાં-કૂદતાં ગાય છે. પરણેલી કે પરણવા જેવી છોકરીઓ આમાં ભાગ લે છે અને ગીતોમાં જુવાનીનું જોર વ્યકત થાય છે.

(૩) ઘેરિયા ગીતો : ખાસ કરીને નોરતાંના સમયે હળપતિઓ ઘેરિયા મંડળીઓ રચી વિવિધ પ્રકારનાં ગીતો ગાય છે. આ ઉપરાંત, જેને ઘેર બાળક જન્મવાનું હોય તેઓના ઘરે જઈ પારણાંનાં ગીતો પણ ગાય

છે. મેઘરાજાને રીઝવવા એટલે કે મેહુલાનાં ગીતો પણ ગાય છે. ગુજરાતભરમાં ગરબા ગવાય છે એ રીતે હળપતિઓ પ્રસંગોપાત ગરબા પણ ગાય છે. મૂખ્યત્વે સ્ત્રીઓના જ ગરબા હોય છે.

**ઘેરિયા ગીતો :**

હળપતિ, તળાવિયા રાઠોડ તરીકે ઓળખાતી આ જાતિના લોકોનાં મૂળ-કુળ રાજસ્થાનના રાજપૂતો સાથે જોડાયેલા છે. ઓલપાડ, હાંસોટ, કામરેજ, પલસાણા, ચોર્યાસી, જલાલપર, નવસારી, બારડોલી, ગણદેવી, ચીખલી, વલસાડ, અને આસપાસના ગામોમાં તળાવને કિનારે ઝૂંપડાં બાંધીને રહેતાં-ખેતમજૂરીનું કામ કરતાં તળાવિયા રાઠોડ આદ્યશક્તિની પૂજા કરે છે. ઘેરિયાનૃત્ય કરે છે. ઘેરિયાનો સંદર્ભ હોળી સાથે છે પણ દક્ષિણ ગુજરાતમાં વાપીથી તાપી સુધીમાં તેનો સંબંધ આદ્યશકિતની આરાધના સાથે છે. દક્ષિણ ગુજરાતમાં ઘેરિયા એટલે નવરાત્રિ અને દિવાળીના તહેવારનું લોકનૃત્ય, ખંજરી, તૂર, ઘોર એમનાં વાંજિત્રો, આખાવૃંદને 'ઘેર' ઘેરાયો કુંડાળામાં હોય છે. ઘેરિયાના કલાકારો અડધો સ્ત્રી - અડધો પુરુષનો વેશ પહેરે છે. સાડી, બ્લાઉઝ, ચોળી, માથે સાડીનો ફેંટો, આંખ ઉપર ગોગલ્સ, કેડમાં ઘુઘરમાળ, ગળામાં, હાથપર ગલગોટાના હાર, હાથમાં મોરપીછનો ઝૂડો, બીજા હાથમાં ડાંડિયો. ઘેરિયાનું વૃંદ દોડતું જાય કયાંય ઊભું ન રહે ગામની છોકરી બીજે ગામ પરણાવી હોય ત્યાં ઘેર લઈને જાય, ત્યાં ઘોડિયે ચડાવવાનું ગીત ગાય શરૂઆતમાં જ આવું ગીત ગાયઃ

(૧) **લશ્કર**

''લશ્કર મશ્કતિયું કહેવાય રે...(૨)
લશ્કર કોનું તે કહેવાય''

વધામણીમાં ઘરની વહું થાળીમાં કંકુ-ચોખા, ફૂલ લઈને આવે- ઘેરિયાઓને વધાવે એ વખતે આ ગીત ગાય-

''ઘેર વધાવાનો નીસર્યાં રે બેની
રીખો હમારી લાજ
પહેલા વધાવો ચાંદા-સૂરજને
પછી અમારી ઘેર રે.''

કવીયાને ચાંદલો કરે ત્યારે કળીયો ગાયઃ

''અખંડ રહે તારો ચૂડી ચાંદલો
જીવતો રહે ભરથાર રે...(૨)''

પૈસા આપે એટલે ગાયઃ

''પૈસા આપ્યા રાખ્યા રે બોલ
નવખંડમાં વગડાવો ઢોલ

તાર મારતી વખતે આ ગીત ગાય :
''એક મહાદેવની હાંકો તાર
જીવતા રાખે કારોકર
મહાકાળીનો ગરબો પણ ગાય, પારણાનું ગીત પણ ગાય :
''ચોલો ની જઈએ રાનમાં રે ધમ ઘૂઘરિયું''

(૨) **લ્હેરિયું**

''લ્હેરિયું મારું ક્યા સોનીએ ઘડીયું
આજ મારું લ્હેરિયું રે દરજીડા....!

ઘેરિયાની રમત બદલાય, તાલ બદલાય ત્યારે વચ્ચે વચ્ચે 'હરમેક' બોલે છે. ઘેરિયાનૃત્યો ઝઘડિયા, નાંદોદ, કવાંટ તેમજ અન્ય ઘણાં સ્થળોએ હોળી વખતે થાય છે. પરંતુ, તળાવિયા રાઠોડના ઘેરિયા નૃત્યો સાથે કેટલીક માન્યતાઓ, દંતકથાઓ અને ઐતિહાસિક સંદર્ભો જોડાયેલાં છે. તળાવિયો રાઠોડોનાં ઘેરિયાનાં

ગીતો હોય-કંઠોપકં આ ગીત પરંપરા ચાલતી આવી છે અને ચાલશે. અહીં વિવિધ દેવ-દેવીઓ પ્રત્યેની શ્રધ્ધા ભક્તિ છે. ગીતો નૃત્યોના લય- સંગીત છે. કળાભિવ્યક્તિ છે.

તળાવિયા રાઠોડોના ઘેરિયા ગીતો ગામ કછોલના મગનભાઈ સોમાભાઈ રાઠોડ તથા વાંઝણા પારશી ફળિયાના બાલુભાઈ હળપતિ પાસેથી મેળવ્યાં છે.

તુ જાયશે સાનો માનો ઊભીરેની ...રે... કાનુડા
મે અક્કાના એકાણુ કીઢા
મને દુરાયે દૂબાળી માર્યો ઊભીરેની ...રે... કાનુડા
મે તગળાને તાણું કીઢા
મને ચોગડાયે ચોકાડી માર્યો ઊભીરેની ...રે... કાનુડા
મે પાંચડાના પંચાણુ કીઢા
મને છક્કાએ સેતરી માર્યો ઊભીરેની ...રે... કાનુડા
મે સાતડાના સતાણું કીઢા
મને આઢડાએ આઠવી રાખ્યો ઊભીરેની ...રે... કાનુડા
તું જાયસે માનો માનો ઊભીરેની ...રે... કાનુડા
મે નવાના નવાણુ કીઢા
મને દશરા પે દુબાળી માર્યો ઊભીરેની ...રે... કાનુડા

હું તો પાણી ભરવા ગઈથી કે રાજલ માળવાડી
હૈ મને સોતીયે સોતીયે માર મારે
મને ઠંડા તે પીણી સે નવડાવે હૈ
પેલી માતા તે આવીને માર મારે
હૈ પેલા પિતા તે આવીને ગભરાવે
હુ તો પાણીલા ભરવા ગઈથી કે રાજલ માળવાડી
હૈ મને સોતીયે સોતીયે માર મારે

(૩) **મેંધી વાવી**

મેંધી તો વાવી માંડવે એનો રંગ ગયો
ગુજરાત રે મેંધી રંગ લાગ્યો
વાટી ઘૂંટીને કંઈ ભર્યો વાડકો કંઈ મેંધી રંગ...
આ'તો હાથ રંગી દિયર શું રે કરું
મારો પરણ્યો ગયો પરદેશ રે મેંધી...
પરણ્યો ગયો પરદેશ એનો બાપો મરે ઘેરે આવ

મેંધી રંગ લાગ્યો
બાપો મરે તો ભલે મરે એને જુગતે જમણ જમાડજો રે
મેંધી રંગ લાગ્યો

**(૪) ફૂલડાં**

અંબા માતાને સીદે રે જાતાં એવડો વાર કાં લાગો જ રે
દરિયાને વચ્ચે ગામ રૂડાં પયડાં ને ફૂલડાં વણવા ગઈ'તી રે
વણી ચૂંટીને કંડિયો રે ભરિયો ગૂંથયો તે નવસર હાર જો
એ હાર મારી કઈ માતા પે'રે, ઝાંઝરનો ઝમકાર જો
એ હાર મારી ઉમાઈ માતા પે'રે, ઝાંઝરનો ઝમકાર જો

**(૫) દેરાં બંધાવી**

નહિ કોઈ પરમેસરનો લાલો કે દેરાં બંધાવી જાસે રે લોલ
આયવો કેડયાનો બેટો કે દેરાં બંધાવી ગયો રે લોલ
નહિ કોઈ પરમેસરનો લાલો કે દેરાં ચિતરાવી જશે રે લોલ

આયવો રંગારીનો બેટો કે દેરાં ચિતરાવી ગયો રે લોલ
નહિ કોઈ પરમેસરનો લાલો કે મૂર્તિ વસાવી જશે રે લોલ
આયવો સોનીડાનો બેટો કે મૂર્તિ વસાવી જશે રે લોલ
નહિ કોઈ પરમેસરનો લાલો કે દીવડા વસાવી જશે રે લોલ
આયવો ઘાંચીડાનો બેટો કે  દીવડા વસાવી જશે રે લોલ
નહિ કોઈ પરમેસરનો લાલો કે નરયોર વસાવી જશે રે લોલ
આયવો કાસીડાનો બેટો  નરયોર વસાવી જશે રે લોલ
નહિ કોઈ પરમેસરનો લાલો કે હાર વસાવી જશે રે લોલ
આયવો મારીડાનો બેટો કે હાર વસાવી ગયો રે લોલ
નહિ કોઈ પરમેસરનો લાલો કે પૂજા કરી ગયો રે લોલ

(૬) **નીસયરો**

લલુ રે ભાઈ મારો ઘોડીએ રે બેઠો, નગરી જોવા નીસયરો રે
નવા નગરમાં કુંવારી કણબણ, ગરબે રમતી દીઠી રે
બાપા રે મને અવરડ લાગી ને, કણબણ હાથે પરણું રે
દીકરા રે તારી સોળસે રાણી, ને કણબણને શું કરશે રે

સોળસે રાણી ભરશે પાણી ને, કણબણ ઘર ઠકરાણી રે
દાતરડું ઘડાયવું ને ચાર કાપવા આયલાં જ રે
બાર વીઘાંનો હેડો હોયરો ને બત્રીસ બંધનો ભારો જો
બારજ ગામના ગોવારજ બોલાયવા તેઓના ચયડો ભારો જો
બાંધી રે કણબણ  રણઝણ ચાલી, ઝાંપે આવી ઠેલાયાં જો
ડાબા તે પગની એડી તે મારી પંથડું ગીયું લરી રે
ઢબાક દેઈને ભારો જ લાયખો, સવાસો પાળિયાં ભડયકાં જો
સાંઠ વાછરડાં હાથે છોયડાં ને પગે વારી બાંધે જો
સાંઠ ગોરસિયાં છાછ વલોવી ને માખણના ભાખરા બનાયવા જો
સાસુને વોઉ બેઉ જમ્મા બેઠી ને વોઉજી તો ભૂખાં ઊયઠાં રે
ખોરો ભરીને ખટામણાં લીધાં હરે ફરે ને ચાવે જ રે
કૂવાએ જેઈને વાત જ મેલાવી જે ભૂખે ભમરી આવે રે

(૭) **ટીપણાં**

પાપી સસરે સરોવર ખોદાવ્યાં
સરોવર ખોદાવ્યાં ન દીઠાં જળ હો જી

તેડાવો જોસીડા ને ટીપણાં જોવડાવો
વડી વહુનાં ભોગ હોજી
ત્યાંથી દિયરે લીલુડી શણગારી રે
ગયા રક્ષા ભાભીના દેશ રે હો જી
હવે ઉતાવળ કરો રે સમરખ ભાભી
ઘરે તો ભાભી ભાગ વેંચાય
આગલું પરિયાણું પાછલું પરિયાણું
વચલું પરિયાણું મારું રે હો જી
આગલી ઓરડી ને પાછલી ઓરડી
વચલી ઓરડી મારી
ત્યાંથી દિયરે લીલુડી ઘોડી રે શણગારી
આવી રક્ષા પોતાના દેશ હો જી
હાથમાં રે થાળી મહીં દીવો
પહેલે પગલે પાટલી સમાં પાણી હો જી
બીજે પગલે મેં જોષી પગ મૂક્યો
કેડ સમાં પાણી થયાં હો જી

ચોથે તે પગતારિયે જોષી પગ મૂક્યો
છાતી સમાં થયાં પાણી હો જી
પાંચમે પગતારિયે પગ મૂક્યો રે જોષી
ડોક સમાં પાણી થયાં હો જી
છટ્ઠે રે પગતારિયે મેં જોષી પગ મૂક્યો
અગાસે ભમે સમળી માસી
પિયરમાં કહેજો માંળી માટલી સરાવજે.

**(૮) પાવાની કાળકે**

પાવાની કાળકે કાગળ મોકલ્યાં
અંબાજી ગરબા રમવા આવજો
વીરા મારા ગરબે રમવા આવજો
હું કેમ આવું રે સૈયર એકલી
મારે ખોળે નાનાં બાળ જો
કે બાળને સુવાડો સૌને પારણે

કે હીરલા દોરીએ બંધાવ જો
વેગળા રહીને હીંચકડા લાખજો

**(૯) લીલો લીમડો**

લીલો લીમડો રે, લીલો નાગરવેલનો છોડ;
કે આજ મારે આંગણે રે, પ્રભુજી દાતણ કરતા જાવ.
કે દાતણ નહિ કરમ રે, માથે ભાઈ બે'નની ચોરી;
કે આજ મારે આંગણે રે, પ્રભુજી મુખડાં ધોતા જાવ.
કે મુખડાં નહિ ધોઉં રે ગોરી, માથે ભાઈ બે'નની ચોરી;
કે આજ મારે આંગણે રે, પ્રભુજી નાવણ કરતા જાવ;
નાવણ નહિ કરું રે ગોરી, માથે ભાઈ બે'નની ચોરી;
કે આજ મારે આંગણે રે, પ્રભુજી ભોજન કરતા જાવ
ભોજન નહિ કરું રે, માથે ભાઈ બે'નની ચોરી.

**(૧૦) પારણું**

પારણું ઘડી લાવ રે લાલ પારણું રે ઘમ ઘુઘરિયું
પારણું છે મારા દેવનું રે ઘમ ઘુઘરિયું
ભાગિયો માગે ભાગ રે લાલ પારણું રે
લાયવો તો મેલ પેલા ચોકમાં રે ઘમ...
ન્યાય કરો દીવાન રે લાલ પારણું રે
ભાઈ સુથારી વીનવું રે, ઘમ ઘુઘરિયું
પારણું ઘડી લાવ રે લાલ પારણું રે ઘમ...
રમશે સઘળા ગેવ રે, લાલ પારણું રે ઘમ...
ભાઈ ચિતારી વીનવું રે, ઘમ ઘુઘરિયું
પારણું ચીતરી લાવ રે, લાલ પારણું રે ઘમ...

**(૧૧) સિંદૂર**

સતીને ચડે સિંદૂર, માતાને કમળનાં ફૂલ,
હરમાનને તેલની ધાર, ઈશ્વરને ફૂલની માળ.
હનુમંત છે ઓગણી, માતા છે જોગણી,

ઊંચી રે ભવાની માત, ઊંચા રમે ખેરા ભાઈ.
ખેરા રમે હેરમેર દાંડિયા તો કરે ગેલ
દાંડિયા તો કરે ગેલ, લોહીની ચલાવે ધાર
દે'રામાં તો દેવ છે રામબાઈ માંય છે
માતા માગે બકરો ભવાની માગે કૂકડો
હમરેક ધોરિયા જોઈને, નખે મારે કોઈને
તરજવા દાંડીનો તોલ, પરવાળાનો છેલ્લો બોલ.

**લગ્નગીત**

**પીઠી ચોળવાનું ગીત :**

પીઠી ચોળે પીઠી રે
પીઠી રાણી રે હાથ પગ
ચોરે રે વરની ભાભી રે
કાચા તેલ ચઢશે રે વરની ભાભી રે
પીઠી ચોળે પીઠી રે

માંડવા ઉપર ચલ્લી પલકારા મારે
વેવંળ મારી ભાભી પલકારા મારે
માંડવા ઉપર ચલ્લી પલકારા મારે

ઘોરે ચઢી વેલો આવું
આગળ તાળી જને લાવું મોંઘેરો
હું ચુંદડી લાવું હૈયે હાથ રાખજે

વરકન્યાનું જોડું ગલગોટા નું ફૂલ
ખિલિ રહુ શે બાગમાં સોનાનો શે
હાર હે મમ્મી તમારા એકલા
ગલગોટા નું ફૂલ ખિલિ રહુ શે બાગમાં સોના નો શે હાર...

(૧)

તેડાવો રે માણેકપોરનો જોશી,
ઝીણી કરી લખજો રે કંકોત્રી
બાંધો રે મારા નારણભાઈને છેડે,
જાય મારી મણીબેનને લીલાબેનને સાસરે
બેની રે તમો સૂતેલાં કે જાગો,
બારણે આવ્યો વીર ન ઓળખિયો,
વીરા રે તમો નાના સરખા ઊતા,
કેડ કંદોરો ન ઓળખિયો
બરી રે મારી આંખડીનાં તેજ,
બારણે આઈવો વીરો ન ઓળખિયો
વીરા રે તમો કોણશ બાપના બેટા,
કોણ બાઈમાડીના ઉધારલા
બેની રે અમો મગન બાપના બેટા,
કીળીબાઈ માડીના ઉધારલા

(૨)

સાંજ પડે ને મારે ઘેર આવે કુંભારી
કુંભાર આવે ને રૂડી વરધ રે લાવે
સોંઘા હોય તો જોઈને લેજો
મૂલવીને લેજો
ગોરીનાં ઘી ને મધ તો મીઠેરાં લાગે
સાંજ પડે ને મારે ઘેર આવે દરજીડો
દરજીડો આવે ને રૂડા જામા રે લાવે
સોંઘા હોય તો જોઈને લેજો
મૂલવીને લેજો

(૩)

મારે માંડવે ઘુઘરિયાળી વીંટી ઘુઘરિયાળી વીંટી
એ રે વીંટી કયા ભાઈને હાથે ઘુઘરિયાળી વીંટી
એ રે વીટી મગનભાઈને હાથે ઘુઘરિયાળી વીંટી
મારે માંડવે ઘુઘરિયાળી વીંટી ઘુઘરિયાળી વીંટી
સાંકડી રે શેરીમાં મળીઓ મેતાજી વા'લા

કાગળિયાં વાંચતેલો જારે વા'લા
સાસુંનું બારણું વા'લા સસરાનું બોયલું વા'લા
મારું કાંય નહીં બોયલું રે શામળિયા વા'લા
દિયરનું બોયલું, દેરાણીનું બોયલું
મારું કાંય નહીં બોયલું રે
દરિયાની પૂરે વાંચતા રે જાઓ, શામળિયા વા'લા
આવતી ને જતી શામળિયામાં રોતી
કૂવાની પોર વાટ જોતી રે શામળિયા વા'લા

(૪)

મીનાએ રડી રડી તળાવ ભયરાં
મીનાને કોણ વોળાવવા જાય રે ?
મીનાને માડી વોળાવવા જાય રે
મીના રે ચાલી સાસરે
મીનાને બાપ વોળાવવા જાય રે
સીતા રે ચાલી સાસરે

(૫)

માયરું ઊઠાવ રે માયરું ઊઠાવ
મારા ભાઈના સાળા માયરું ઊઠાવ
મારી નાનેરીની કેડ દુખે રે દુઃખે
મારા ભાઈના સાળા માયરું ઊઠાવતારો નાનેરો તો ખમી રહેશે
મારા ભાઈના સાળા માયરું ઊઠાવ

(૬)

લીલા રે વાંસનો માંડવો કપટાવ્યો
માંડવામાં કયી બે'ની બેસે
ચાલો ને સખી જોવાને જઈએ
માંડવામાં અમુક બે'ન બેસે
ચાલો ને સખી જોવાને જઈએ
માંડવામાં કયો રે વેવાઈ બેસે
ચાલો ને સખી જોવાને જઈએ

માંડવામાં અમુક વેવાઈ બેઠેલો
ચાલો ને સખી જોવાને જઈએ
માંડવામાં કયો રે મોટો ભાઈ બેસે
ચાલો ને સખી જોવાને જઈએ
માંડવામાં ફલાણો ભાઈ બેઠેલો
ચાલો ને સખી જોવાને જઈએ
માંડવામાં કઈ વેવણ બેસે
ચાલો ને સખી જોવાને જઈએ
માંડવામાં ઢીંકણી વેવણ બેઠેલી
ચાલો ને સખી જોવાને જઈએ

(૭)

આંબે બોલી કોયલ, વનમાં બોલે મોર મોટા દરધે
બાપા મુજને ધનિયો વળાવે સજને આંબો મોરો બાપ
સાંકળાં પાન ગેડી બે'ની ગેડાં શું બોલે બે'ની તારાં
મોસાળિયાં પેલી તળે લરી લરી જાય બે'ની તારાં

મોસાળિયાં મીનવતાં લરી લરી જાય બે'ની તારાં
વીરા ઊભા ભરબાર બે'ની તારા, ભાભી ઊભી ભરબાર
સજની તલાવડીયામાં નવાજૂનાં પાણી
પાણીમાં રોપ્યો મોગરો
મોગરાની છાંયે બાંધ્યો ઘોડો
રાજા તારો ઘોડલો ભરું રે
અંબોડો ભરતેરાં દીઠાં રે બેનાંએ કયાં માડીને
માડી રે મોરી તમે એવડા ભરજો
સોનેરી ખોપા ભરજો

(૮)

રાતી રે રાતી ચણોઠી
પીળી રે પોપટડાની પાંખ
પોપટ રમતેલો આવે
પેલે ફરિયે ભુખલી વેવણ
પેલે ફરિયે રમતેલો આવે

ભુખલી વેવાઈ વેવણ વેવા કીધા રે
પોપટ રમતેલો આવે રે
ભુખલીને સાંઈ બાંધી લાવો રે
પોપટ રમતેલો આવે રે
ભુખલીને ચાબકે ચાબકે ચમકાવો રે
પોપટ રમતેરો આવે રે

(૯)

અરધ ગજીને મારું કાંચરું રે
અધમણે હીરે ભરેલું મારું કાંચરું
સામા મળજે ભાઈ ભીલડા, નણદને લૂંટી લેજો ઠાકોરિયા
ભમરે ભરેલું મારું કાંચરું

(૧૦)

ચાંદાની ચોકમાં બાપે તુલસી રોપાવી
ધન ધન રે ગંગા રે તુલસી બારે કુંવારી ધન ધન રે...

આપણી રે તુલસીનાં ચાંદાનાં માંગાં,
ચાંદાનાં માંગાં બાપા પાછેરાં વાળો
ચાંદો તો ખોડખાંપણવાળો, ધન ધન રે...

આપણી રે તુલસીને દરિયાનાં માંગા,
દરિયાનાં માંગાં બાપા પાછેરાં વાળો,
દરિયો તો છેલ છલકારે વાળો, ધન ધન રે..

આપણી રે તુલસીને કોણ ઘરનાં માંગાં,
આપણી રે તુલસીને સૂરજનાં માંગાં
સૂરજનાં માંગાં બાપા પાછેરાં વાળો,
સૂરજ તો તાપ તડકાવાળો, તુલસી ધન ધન રે...

આપણી રે તુલસીને અરમાનનાં માંગાં
અરમાનનાં માંગાં બાપા પાછેરાં વાળો,






અરમાન તો તેલ સિંદૂરવાળો રે, તુલસી ધન ધન રે...
આપણી રે તુલસીને ઠાકોરનાં માંગાં,
ઠાકોરનાં માંગાં બાપા ઝડપીને લેજો, તુલસી ધન ધન રે...

(૧૧)

માંડવા તળે ચોરી થઈ
વેવાઈ તારી બૈરી ગઈ માલમ છે કે નહિ ?
ઝાંપે ઝોરી બાંધી ગેઈ
ગોવાળિયાંને કે'તી જેઈ વેવાઈ તારી બૈરી ગઈ
મનોજભાઈને લેતી ગેઈ
ગોવાળિયાને કે'તી ગેઈ, માલમ છે કે વેવાઈ તારી બૈરી ગઈ
માંડવા તળે ચોરી થઈ, વેવાઈ તારી બૈરી ગઈ,
માલમ છે કે નહિ ?

(૧૨)

ઘોડાની ખરીઓમાં સિંદૂર ભયરાં,






દાદો કહેશે રે મારો લવંગ કેસરિયો પાતળો રે
વર વરઘોડે સઈડો
માડી કહેશે રે મારો લવંગ કેસરિયો પાતળો રે
વર વરઘોડે સઈડો
બે'ની કહેશે રે મારો લવંગ કેસરિયો પાતળો રે
વર વરઘોડો

(૧૩)

મારે બારણે સોપારીનો છોડ, સોપારી લેરા લાલ લૂમ છે રે
ઘેરે મોહનભાઈના વેવ, લગન વે'લા જોઈશે રે મોરા રાજા
મારે બારણે એલચીનો છોડ, એલચી લેરા લાલ લૂમ છે રે
કાચી પાકી બેડી ન પાડે ન પાડે, કોઈક દા'ડો કામ લાગશે
ઘેરે મોહનભાઈના વેવા, લગન વેલાં જોઈશે મોરા રાજા
મારે બારણે વરિયાળીનો છોડ, વરિયાળી લેરા લાલ લૂમ છે રે
કાચી પાકી બેડી ન પાડો કોઈક દા'ડો કામ લાગશે રે
ઘેરે મોહનભાઈના વેવા, લગન વેલાં જોઈશે મોરા રાજા.

(૧૪)

કેર કપાવો ને થંભ લખાવો કેરની વાડીમાં અમરક પાણી
ત્યાં રે અમુક ભાઈ ધોતિયાં ધુએ
ધોતિયાં ધુએ ને ઘેર પીના વાટડી જુએ
હજી ન આવ્યો મારો હેતનો પ્યાલો રેશમી રૂમાલ
તાંબાની કૂંડી નવ ગજ ઊંડી, વેવાઈને તાંણી લાવો મારા નવલા વેવાઈ
સાત કન્યા સાથે રે વહોરી, તેમાંની બે આલો મારા નવલા વેવાઈ
બે આલી બે આલશું, બેનાં મેયલાં પાણી મારા નવલા વેવાઈ
પાણી મેયલાં ને ગરી ગિયાં ને મનમાં રહી ગઈ વાત મારા નવલા વેવાઈ
સાત ખુરશી સાથે વહોરી, તેમાંની બે આલો મારા નવલા વેવાઈ
બે આલી બે આલશું, બેનાં મેયલાં પાણી મારા નવલા વેવાઈ
સાતે લોટા સાથે રે વહોર્યા, તેમાંના બે આલો રે મારા નવલા વેવાઈ
બે આયલા બે આલશું, બેનાં મેયલાં પાણી મારા નવલા વેવાઈ

(૧૫)

વર ઊતરિયા ઊતર વાડીમાં કે વાડી લીલાલહેર

વર ઊતર્યો વાડીમાં કે વાડી લીલાલહેર
સગી સાસુ ઓરા ખોરા પત્થરે, જમાઈ અમારે દેશ
પાંચ આલુ પચ્ચીસ આલુ રોકડા, જમાઈ અમારે દેશ
પાંચ પચ્ચીસ તારા ફોકટ રે સાસુ, નહિ આવું રે તમારે દેશ

(૧૬)

મારી જાન તાડીની તો તરસી છે
બાર બરદિયા ને તેર ઘુઘરી
ધમ ધમ કરતી આવી રે
મારી જાન તાડીની તો તરસી છે

(૧૭)

જો રે લાડી ખાલી છે કે ભયરાં છે
ખાલીમાંથી ભયરામાં તો આણી છે
જોરે લાડી ખાલી છે કે ભયરાં છે
ખાલીમાંથી ભયરામાં તો આણી છે

(૧૮)

રોટલા ખાધા વના ના જાવ રે
તાડી પીધા વના ના જાવ રે
તારી જાન એમ ને એમ ના જાવ રે
રોટલા ખાધા વના ના જાવ રે

(૧૯)

માડી ઝાંપલિયા ઉઘાડો રે
ચંપા વહુને લાવ્યા રે
માડી ઝાંપલિયા ઉઘાડો રે

(૨૦)

લાડી આવી
મારું તારું કરતી આવી
જુદો ચૂલો માંડતી આવી
સાસુને સંતાપતી આવી

ભાઈને ભંભેરતી આવી
લાડી આવી !

(૨૧)

ઊંચી ટેંવલ માડી મારું સાસરું
નીચી કંઈ પિયરિયાંની કે'જે કે આણાં મોકલે
ચોરી ફાટી માડી મારે ઘૂમટે
જશે રે કંઈ મોટાભાઈની લાજ રે,
ચોરી ફાટી માડી વીરાને કે'જે કે આણાં મોકલે

ચાંદલિયો રે, નદીમાના નીર તારો રે કાયરે ઊગશે
ચાંદલિયો રે પાછલી રાતના ઊગશે મોતી રે સરખો ઝૂલશે
ભાણી વોવ રે તમારા નાથ રે કયારે આવશે
ગયા છે રે સપાયોની સાથ સપાયગીરી લઈને આવશે
વાલશે રે મોગરિયાના ફૂલ ભાગી વોવ ગજરા ગૂંથશે

કાળી રે કોયલ વનમાં બોલે માર જવું રોયલને પેઠ
વીરા રે કઈ કોયલની પેઠ કાળી રે કોયલ વનમાં બોલે
હું તો નામો ન જાણું ને ગાનો ના જાણું
વીરા રે વીજલપોર છે ગામ ને મણીબેન શે
નામ કાળી રે કોયલ વનની.

બેની રે તમો જાગો છો કે ઊંઘો બારણે આવ્યો ભાઈ
વીરા રે તમે કોણસ બાપના બેટા, કઈ માતા ઉછેર્યો
વીરા રે તમે નાના સરખા ઊતા વીરા રે કેડ કંદોરો
વીરા રે તમે મોરાર બાપના બેટા ભૂલી માયના ઉછેર્યા
બેની રે તમે જાગો છો કે ઊંઘો બારણે આવ્યો ઊાઈની ઓળખો

**હોળીગીત**

(૧)
મોટી મોટી ધોતીવાળા મારા કયા ભાઈ

ઓરીએ રમવા આવે
મોટી મોટી ધોતીવાળા મારા-ભાઈ આવે
ઓરીએ રમવા આવે
વાંકી વાંકી ટોપીવાળા મારા કયા ભાઈ
ઓરીએ રમવા આવે

(૨)

આવો રાણી રાજીઓ
ગોરીને આલો રે
ખારેક કોપરાં

(૩)

સરગની શેરી સાંકળી રે
મને ચાલતાં લાગો રે વાર
કયા ભાઈનાં પૂરવેજ રે
મને વીનવતાં લાગો વાર રે

ભાઈના પૂરવેજ રે
મને વીનવતાં લાગો વાર રે

**દિવાસાનું ગીત :**

ઢીંગલા ઘોર ચારજે
ઢીંગલી ને ભૂખે ની મારતા

મામાના વારામાં બોરડી રે મિયા ઝરમી
લોલ એલચો ફૂટ્યો ફૂલ રે મિયા ઝરમી
એક ગરુ મે માગિયુ રે મિયા ઝરમી લોલ

**ખેતી / વરસાદને લગતાં ગીતો**

(૧)
ઉત્તર ગરજ્યો દખ્ખણ વરસ્યો
વરસ્યો ચારેવ દેશ રે

મેવલાની માડીએ સાગર મોકલ્યા
કાં ગ્યો મારો મેઘલો વીજળી
મેવલાની માડીએ તેડાં રે મોકલ્યાં
મોકલ્યાં ચારેવ દેશ રે
એટલો મારા મેઘનો ભાર રે વીજળી

(૨)

આરીએ હળ છોડી મેલ્યા રે
મેવલો વરહે તો ગોરીને તેડું રે મેવલા
ગોરીનાં ગોરસ નાનાં બાળ રે
બાળકનાં ધરમે તમે વરહો રે
તારી ગાયોનાં ગોવાળ તરસે મરે રે
તું તો વરહીને પાણી આવે
તું તો વરહીને વે'લો રે આવ
તારી ગાયોનાં ગોવાળ વાટો જુએ
તારી ભટની ભટયાણી વાટો જુએ

તું તો વરહીને વેલો રે આવ
તારી ધરતી ધણિયાણી જુએ વાટ રે મેવલિયા
સારી દુનિયા જુએ તારી વાટ રે મેવલિયાટ
તું તો વરસીને ભર રે તલાવ
તારા ખેડુલા જુએ વાટ રે મેવલિયા
તું તો વરહે દુનિયાનો બાપ રે મેવલિયા

(૩)

આરીએ ઓર છોડી મેલ્યાં રે મેવલા
સુકાયા સમળીના સોટા રે મેવલા
મેવલો વરસે તો ગોરીને લાવું રે
આરીએ આરણ કાઢી મેલી રે મેવલા
ઝરમર ઝરમર રે ઝીણો મેવલો
ભીંજે છે ભાભીનાં ચીર રે મેવલિયા
ધરતી ધણિયાણીને સાડીએ જોઈએ મેવલિયા
ઝરમર  ઝરમર રે ઝીણઓ મેવલો

(૪)

મેઘની તો માડીએ એમ કરી પૂયછાં
કેથો મારા મેઘનો ભઆર રે વીજળી
ઉત્તર ગાયજો ને દખ્ખણ વરસ્યો
વરહ્યો ચારેવ મેર રે ખંડ રે
નાગલી ને કોદરો ઝીણો રે દાણો
પાયકો ભારોભઆર રે વીજળી
નાગલીનો રોટલો સીકલે સુકાય રે
વોવ વના કોણ ખાય રે વીજળી

(૫)

તમે વરસો રે કારા મેવલિયા
તમે વરસો ને ભરો રે તરાવ, દલીના મેવલિયા
તમે વરસો ને ઓય લીલાલહેર, દલીના મેવલિયા
તારી ધરતી ધણિયાણી જુએ વાટ, દલીના મેવલિયા






તારા ખેડુના આરી જુએ વાટ, દલીના મેવલિયા
તારી પોહલી પરજા જુએ વાટ, દલીના મેવલિયા

(૬)
કે'તો મેઘ ઘોડલિયા મોકલાવું રે
ઘોડલિયે બેસીને આવો રે
મેઘ મારો આવે ને મન ભાવે
કે'તો મેઘ હાથીડા મોકલાવું રે
હાથીડે બેસીને આવો રે
મેઘ મારો આવે ને મન ભાવે
કે'તો મેઘ પાલખડી મોકલાવું રે
પાલખીએ બેસીને આવો રે
મેઘ મારો આવે ને મન ભાવે

નાથુએ કાશીને કાઢી મેલી રે મેવલા






માથે છે ટોપલો
કેડે છે છોકરા
ચાલી તે શેર બજાર રે મેવલા
તેને ઓ ધરમે કાંઈ ની વરસો રે મેવલા
મેવલો વરસે તો ગોરીને લાવું રે મેવલા
નહિ તો મૈયરમાં ઝોલાં ખાશે રે મેવલા

(૭)

પાણી જતી બાઈ બે'નડી રે, બે'ની પાણીલાં પાવ
રાસ તૂટીને ઘડો ડૂબિયો રે, પાણી કાં થકી પાઉં
કાળી વાદળીમાં મેઘજી રે, બે'ની વરસે નહિ
વરસે નહિ તો લોક તરસે મરે, બે'ની પાણીલાં પાવ
તાંબાકૂંડીમાં પાણી ઝલઝલે રે, બે'ની પાણીલાં પાવ
શેરીમાં પાણી છલછલે રે, છોરાં રમતેરાં જાય.

(૮)

મેવલો વરસે ને મેડી ભીંજશે, મોરા રાય
આવો કોણ ભાઈ મૌલમાં રે, મોરા રાય
ભીંજે છે માથેનો મોળ રે, તોરો ભીંજે રે સવા લાખનો
આવો નાની વહુ મોલમાં રે, મોરા રાય
ભીંજે છે દખણી ચીર રે, હાર ભીંજે સવા લાખનો.

(૯)

મેવલિયા રે તું ધીમો વરસ, ધીમો વરસ
ભીંજે ગોરાણીની ચૂંદડી
મેવલિયા રે તું ઝીણો વરસ, ઝીણો વરસ
જાય ગોરાંદે પાણીમાં
વીજલડી રે તું થોડી ઝબૂક, થોડી રે ઝબૂક
સોડમાં બીએ નાનાં બાલુડાં
વીજલડી રે તું ઝીણી ઝબૂક, ઝીણી રે ઝબૂક
વનમાં નાચે મીઠા મોરલા
સાસરિયે નતનવાં ભાત, નતનવાં ભાત

બીબાં પડે રે  સ વા લાખનાં

(૧૦)

મેઘ ઉત્તર ગાઈજો ને દખ્ખણ વરઈસો
વરઈસો ચારે ખંડ રે, કિયારી મોરી
ભઈરાં રે તરાવ ભીમ ભાઠેનાં.
મેઘે ભરી વઈરાં ખાડી ને ખંધકડાં,
મેઘે ભરી વઈરાં ભીમ તરાવ ભીમ ભાઠેનાં
મારી માની વહુ રાંધે ખીચડી,
મરા નાણભાઈ જમે ઝીણી   સેવ રે, કિયારી મોરી
ભઈરાં રે તરાવ ભીમ ભાઠેનાં
મારાં બોકળાનાં આઈવાં સાસરાં,
મારાં  ગાડરાંના આઈવાં મૈયર રે, કિયારી મોરી
ભઈરાં રે તરાવ ભીમ ભાઠેનાં

(૧૧)

આભ ગાજે ને મેઘ વરસે
ભરી તાપી કરાડા ધસે
તાપીમાં આવી રેલ રે
તોંડે કરમદડીસી વેલ રે
મોરંતી રે માલણ મૂલ કરે
બેડંતી એ માલણ ઢાબ ધરે
લાવો લાવો માલણ અમે લેશું રે
લાકડીને કંઠે  ધરશું રે
રાજા રાયમલે આયલો ઘોડો રે
ભાઈની રાણીનો વાંકો અંબોડો રે
અંબોડે તો ખોઈસો કેવડિયો રે
કેવડિયાનાં એવાં મૂલ રે

**લોકગીત**

(૧)

ઝરમર ઝરમર રે ઝીણો મેહુલો વરસે,
રાજકુમારીનું પાનેતર ભીંજે
ભીંજે છે ભાભીનાં ચીર રે દેવરિયા,
મારો રે રસ ભીંજે દેવરિયા
ઘરની ધણિયાણીને બાલી લઈ આલો
બાલી પહેર્યાની ઘણી હોંશ રે
મારો રે રસ ભીંજે દેવરિયા

(૨)

ખારા તે દરિયામાં મીઠેરી છે વે'રી જો
રાજાની રાણી રે પાણીલાં સંચર્યાં.
પે'લું બેડું રણઝણ કરતી લાવી જો,
બીજે બેડે વાર કેમ લાગી ઓ
રાણી ભરે ને મોરલિયો ઢોરી મેલે જો,
હસતાં ને રમતાં ને રમતાં ગોવાળિયાએ દીઠાં જો
ગોવાળિયાએ રે જેઈને રાજાજીને જાહેર કયરું રે,

બસેં રે બંદૂક તણસે તીકમ દોર જો

(૩)

આદુ લહણ લડી પયડાં, લીંબુ જુએ તમાસા
લાલ કરજણિયું, સૂરણ કહે હું મુખ્ય જ છું
વરહે પેલો આવું રે લાલ કરજણિયું
દૂધી તો મનાવવા ચાલી, મારા સમ તમે ચાલો...લાલ
ભૂલો હમારી માફ કરીને, જાને વે'લા ચાલો...લાલ
ગલકું તો ગમ ખાઈને બોયલું, હું નઈ આવું તારી જાને...લાલ
એક જ મોટી ભૂલ તમારી ભૂરિયા વાલોર ભાળે...લાલ
મેથીની ભાજી તો મળવા આવી, જાન લઈ વે'લા આવો...લાલ
કાંદો તો કર જોડી કહે છે, સગા સગાને લાવો...લાલ
સવાઈની ભાજી તો ચોક્કસ થઈ ને, હું છું વરની માતુ...લાલ
ચોરી બાઈ ઝબકી ને જાગી, હું છું વરની ભાણેજ...લાલ
કારેલું કકળાવીને બોયલું, હું છું વરનો સાળો...લાલ
કારણ  કે મારું કશું ન ચાલે, આ બની બેઠા તો ધારો...લાલ

ગાજર તો ગબડીને કહે છે, કાં છે મારો જામો...લાલ
કારણ કે હું તો લાગું છું, વરનો મોટો મામો ...લાલ
પરવર બાઈ તો બોલી રે ઊઠ્યાં, મારા વના કેમ ચાલે...લાલ
ખાટું થઈ બટાકું કહે છે, તારા વના કેમ ચાલે...લાલ
કમોદભાઈ કડકાઈને બોયલાં, કેમ થયો આ ચકચાર...લાલ
કર જોડીને આદુ કહે છે, પૂરો થયો વરઘોડો...લાલ

(૪)

મેવલિયા રે તું ઝાઝેરો વરસ, ઝાઝેરો વરસ,
ભીંજે રે ગોચંદેની કાંચળી
એ કાંચળીએ રે કે નવલેરી ભાત, નવલેરી ભાત
બીબાં પડે સવા લાખનાં
મેવલિયા રે તું ઝાઝેરો વરસ, ઝાઝેરો વરસ
ભીંજે રે ગોચંદેની ટીલડી
એ ટીલડીએ રે કે સોનાનાં વરખ, સોનાનાં વરસ
કે તેજ ઝરે અમૃત ચાંદની

મેવલિયા રે  તું  ઝાઝેરો વરસ
કે ભીંજ રે હારીડાના મોળિયા
એની ધોરીડાને રે માથે સોનાની સીંગ, સોનાની સીંગ
કે હારીને માથે તે રંગીત મોળિયાં
મેવલિયા રે તું ઝાઝેરો વરસ, ઝાઝેરો વરસ
કે પીરસું હારીને ભોજન ભાવતાં
ઘરના હારીડાને રે કે ગરિયો કંસાર, ગરિયો કંસાર
કે પરના હારીને પીરસું ખીચડો.

(૫)

લીલી ઘોડી ને પીળો ચાબખો રે, વીરો ચઢ્યો રે શિકાર
ટોંડે ઊભેલી બે'ની બે'નડી રે, પાણીલાં વીરાને પાઓ
ઊંડો કૂવો ને જળ છીંછરાં, પાણીલાં ગિયાં રે પાતાળ
રાશ તૂટી ને છેડો છૂટિયો રે, પાણીલાં કેમ રે પવાય
ફટ ભૂંડી ને ફટ પાપણી રે, પાણીલાં નહિ રે તું પાય
વીરા પધારે જો મેઘજી રે, પાણીલાં પીતેરા જાય

મેઘ આવ્યો ને ને રૂડો મેવલો રે, ધરતી તરસે છિપાય
શેરીમાં પાણીલાં છબછબે રે, વીરા ભીંજેલા જાય
ટોડે ઊભેલી બે'ની બે'નડી રે, વીરને પાણીલાં પાય
લીલી ઘોડી ને પીળા ચાબખા રે, વીરા જમતેરા જાય
ચાલુ બીલીનાં વીરા આથણાં રે, વીરા જમતેરા જાવ
શેરીમાં પાણીલાં છબછબે રે, વીરા પીતેર જાવ.

(૬)

હવે ગોપી થયા જાણ, પોતીકાં પુરાવે વહાણ
નાના વા'ણમાં કાંઈ ની આવે, સફરી વા'ણ ચાલે
વા'ણે વા'ણે વાવટા, મુલક લાવે સામટા
વા'ણે વા'ણે વાવરી, મુલક લાવે સાંભરી
બાર વર્ષે વા'ણ આવે, કાચું સોનું ભરી લાવે
પૂછે રે ગોપીની નાર, આપણા વહાણમાં શું વખાર
જેવી રે પાલા જુવાર, તેવી રે મોતી વખાર
જેવાં રે ઘંટીનાં પડિયાં, તેવાં રે સોનાનાં વાડિયાં

ધન તો ખોદાવ્યું ઉરને પૂર, તળાવ ખોદાવવા લાગી પૂર
એટલું કહેતાં ચાલી વાત, ઓડિયા લોકો આવ્યા સાથ
જે રે આવ્યા પછાડી ચાલી, તે તો રીયા તંબૂ તાણી
ઓડિયા રે તું મારા ભાઈ, ખણી ખોદી કરો તૈયાર
ઓડિયાએ તો કર્યું રૂડું, તાપી કરતાં ઊંડું કર્યું
બેઠા તેથી બે મણ લે, એ તળાવડી નહિ દઉં
નાની રે તળાવડી છે, અમારાં તો નામ છે
જીવ જાય તો જવા દઉં, એ તળાવડી નહિ દઉં
એટલું કહેતાં વાર, ગોપી પર કાઢી તલવાર
ગોપી માર્યો હલ્લો કરી, સવા ગજ ધરતી કંપી
રુવે આંબો આંબલી, રુવે ઘરની થાંભલી
તાઈ ને તંબોળી રુવે, રુવે રે ગોપીનાં ગોળી
સુખડના તો લાકડે, ગોપીની તો ચિહા બળે
સવાસો સોપારી બરે, ઉપર ઘીના કુંડ ઢરે
તરાજવા દાંડીનો તોલ, પરવાળાનો છેલ્લો બોલ
થાકયા હોય તો ચરેક કઉ નહિ તો બીજો જવા દઉ

(૭)

પડવા પૂનમનું ચાંદરણું રે રણગંગજી મેળવે ગાય રે
માતા તો ગોરી ચારવા મોકલે રે તેનો દૂધ ને સાકર થાય
ઘેર ઘેરથી ગાયો નીસરી રે તે તો રાનડે ચારવા જાય રે
જતાં ચારાં તે મુદી ઝાંઝવો રે આવ્યાં નાગરવેલ રે
ઢોર ચાયરાં તે ખૂણે ખાંચરે રે ગોઠવ્યાં તે લીંબજીના વાય રે
લીંબજીની છાંય તો લરી ગઈ રે ગોવાળિયા ઢોર ઉઠાડે રે
સોટી મારીને ઢોર ઉઠાડિયાં રે માળાં વગોલતાં જાય રે
દૂઝણ ચાલે તે દૈડા હીમતી રે એનાં લટિયાં મળિયાં મોર રે
દૂઝણ ઘાલજો ગારિયા રે દોનારી તો દોવા જાય રે
ખાંધે હેલોને હાથે તાંબડી રે દોનારી તો દોવા જાય રે
ગાય દોહીને ઊઠિયાં રે એના ખાખરા ખીર બનાવે રે
દેવનાં ભોજન કરાવીને રે ઉપર છાણના સોવી લગાવો રે
છાણના સોવી લગાવીને રે ઉપર કંકુનો ગારો પુરાવો રે
મોતીનો ચોક પુરાવીને રે ઉપર સિંદૂરી ઓકરી ઢળાવો રે

સિંદૂરી ઓકરી ઢળાવી રે ઉપર ઘેરિયા રાસ રમાડો રે.

**વાર્તા :**

**(૧) નાહાણું તો જીવાણું**

એક મોટું જંગલ હતું. જંગલમાં જાત જાતનાં પશુ પંખીઓ રહે. આ બધા પશુઓમાં એક વાંદરો - એક અજગર અને એક સસલું. ત્રણે વચ્ચે પાકી દોસ્તી !

રાત્રે વાંદરો ઝાડ પર હોય. અજગર કોઈ દરમાં ભરાયો હોય અને સસલું ઝાખરામાં હોય પણ સવાર પડે એટલે ત્રણે મિત્રો ભેગાં થઈ જાય. ત્રણે વાતો કરવામાં અને જાત જાતની બડાઈ મારવામાં ભારે ઉસ્તાદ !

એક દિવસ વાંદરો પોતાની બુદ્ધિનાં વખાણ કરવા લાગ્યો. આ જંગલમાં મારા જેટલી અક્કલવાળું કોઈ નથી. અક્કલ જો હોય તો મારા માં જ ! એક કરોડ વાંદરા જેટલી બુદ્ધિ મારા એકલાના મગજમાં છે !

વાંદરાની વાત સાંભળી અજગર ચૂપ રહે કે...? અજગર પણ બડાઈ મારવા લાગ્યો.

આપણે તો ઝાડ પર પણ રહીએ ને જમીન પર પણ રહીએ અને જરૂર પડ્યે પાણીમાં પણ ઝંપલાવીએ ! અક્કલ તો મારી પાસે પણ ખરી. વધારે વાત શું કરું ? સાચું કહું તો. મારી પાસે એક લાખ પ્રાણીઓ જેટલી અક્કલ છે.

સસલો તો ચૂપચાપ ! બંનેની લડાઈ સાંભળી રહ્યો છે. ત્યારે વાંદરો અને અજગર સસલાને પજવવા લાગ્યા.

તારે તો કાન લાંબા એટલું જ, બુદ્ધિમાં તો તું તદ્દન ટૂંકો ! તો પણ અક્કલ જેવું હોય તો બતાવ.

સસલાએ લડાઈ ન મારી એતો એટલું જ બોલ્યું મારી પાસે તો એક જ બુદ્ધિ ! તે પણ મારી જ બુદ્ધિ!

ભાગ્યા તો બચ્યા નહીં તો ગયા !

નાહાણું તો જીવાણું

સસલા પાસે એક જ બુદ્ધિ જાણી વાંદરાએ અને અજગરે ખૂબ મશ્કરી કરી. સસલાને તો આખો દિવસ હેરાન પરેશાન કરી નાખ્યો. સસલો ચૂપ રહ્યો.

એકવાર જંગલમાં આગ લાગી. બધાં પ્રાણીઓ જીવ બચાવવા દોડ-દોડ કરી રહ્યાં હતાં. વાંદરો, અજગર અને સસલું. ત્રણે મિત્રો સાથે હતાં. વાંદરો અને અજગર ભાગતાં પ્રાણીઓની મશ્કરી કરવામાં મશગૂલ થઈ ગયાં.

પછી વાંદરો જે તરફ ભયંકર આગ લાગી હતી તે તરફ ગયો. અજગર પણ વાંદરા પાછળ ચાલવા લાગ્યો. સસલાએ બંનેને અટકાવી જોયા. બંનેએ સસલાની વાત ન માની.

વાંદરો અને અજગર ભયંકર ધૂમાડો હતો ત્યાં જઈ ચડ્યા. બંનેને ગૂંગળામણ થવા લાગી. કઈ તરફ જવું તે પણ સમજ પડી નહીં. એટલે વાંદરો ઝાડ પર ચઢી ગયો અને અજગર એક દરમાં ભરાયો.

સસલું બંને મિત્રોના જીવ બચાવવાની ચિંતામાં છે. સસલાએ હતી એટલી તાકાત કાઢીને મિત્રોને બૂમ પાડી.

ગભરાયેલો વાંદરો જેમતેમ કરીને સસલા પાસે આવી ગયો. પછી બંને અજગરને શોધવા લાગ્યા અને એક જગ્યાએ દરની બહાર પૂછડું દેખાયું અજગર બફાઈ રહ્યો હતો. બહાર નીકળવાની તાકાત નથી તેને સસલાએ અને વાંદરાએ પૂછડું પકડીની બહાર ખેંચી કાઢ્યો. પછી સસલું બંને મિત્રોને સલામત જગ્યાએ લઈ ગયું. મિત્રોને બચાવતાં સસલો પણ દાઝી ગયો છે.

પછી જરા દમ મારીને સસલો બોલ્યો-

કરોડ બુદ્ધિ ટીંગાણું
લાખ બુદ્ધિ લંબાણું
સસલાભાઈની એક બુદ્ધિ
નાહાણું તો જીવાણું !

અજગર અને વાંદરો શું બોલે ?

**(૨) ખેતીનો જાદુ**

એક ડુંગરાળ પ્રદેશમાં કેટલાક ખેડૂતો રહેતાં હતાં. ડુંગરની જમીન એટલે ભારે મહેનત કરવી પડે. કેટલાક ખેડૂતો મહેનત કરતા ન હતાં, તેથી તેમના ખેતરોમાં અનાજ ઓછું પાકતું હતું.

ગામમાં એક ખેડૂત બહુ જ મહેનતુ હતો. તેની પત્ની અને છોકરો પણ રાત-દિવસ ખેતીના કામમાં મડી રહેતાં હતાં. મહેનત કરવામાં કોઈ પાછું વળીને જોતું ન હતું. એટલે બન્યું એવું કે એની જમીન બીજાની જેમ ડુંગરાળ હોવા છતાં ફળદ્રુપ બની ગઈ અને મબલખ પાક થયો. બીજા ખેડૂતો આ જમીન અને તેનો મબલખ પાક જોતા દાઝે બળતાં થયા.

એક દિવસ બધા ખેડૂતોએ એવો ઠરાવ કર્યો કે આ ખેડૂત જાદુથી બીજાના ખેતરનો પાક પોતાના ખેતરમાં ખેંચી જાય છે. તેથી તેના એકલાના ખેતરમાં જ સારો પાક થાય છે. ખેડૂતોએ પછી દરબારમાં ફરિયાદ કરી.

કાજીએ હુકમ કરી ખેડૂતને હાજર કરવા હુકમ કર્યો. કાજીએ કહ્યું, કેમ તું જાદુ કરીને બીજાના ખેતરનો પાક તારા ખેતરમાં ખેંચી જાય છે. ખેડૂતે નમ્રતાથી જવાબ આપ્યો, કાજીસાહેબ, મને બીજાના ખેતરનો પાક ખેંચી લાવવાનો જાદુ નથી આવડતો પણ મારા ખેતરનો પાક વધારવાનો જાદુ આવડે છે. કાજીએ કહ્યું, હેં તને જાદુ આવડે છે ? ખેડૂતે કહ્યું, હા મને પાક વધારવાનો જાદુ આવડે છે. બીજા ખેડૂતો બોલ્યા જોયુંને આને જાદુ આવડે છે. ખેડૂતે કહ્યું, મારો જાદુ હું બીજાને શીખવવા તૈયાર છું. બધા જાદુ શીખવા તૈયાર થયાં. ખેડૂતે કાજીને નમન કરી પોતાનો જાદુ સમજાવવા માંડયો જુઓ સાહેબ આ મારી પત્ની છે અને આ બે મારા છોકરા  આ બે મારા બળદ અને આ ખેતીના સાધનો છે. અમે બધા દિવસ-રાત ખેતરમાં મહેનત કરીએ છીએ અને મહેનતના પરિણામે ખેતરમાં સારો પાક થાય છે. મારો આ જાદુ મેં બધા ખેડૂતોને શીખવ્યો તેથી હવે તેમના ખેતરમાં તેઓ મહેનત કરશે તો ત્યાં પણ સારો પાક થશે. કાજીને ખેડૂતની વાત સાચી

લાગી અને તેણે ખેડૂતને ઈનામ આપી છોડી મૂક્યો અને બધા ખેડૂતોને મહેનત કરવાની શીખામણ પણ આપી.

**(૩) બળદ અને બકરો**

એક બળદ હતો અને એક બકરો હતો બળદને રોજ ખેતર ખેડવા જવાનું અને થાકીને આવે ત્યારે પાછુ ઘાસ ખાવાનું અને બકરો રોજ નવરો અને બકરાને બદામ ખાવાની બળદ દિવસે દિવસે સૂકાતો જાય અને બકરો બદામ ખાઈને ખાઈને તાજો થતો જાય અને એક બાજુ બળદ ઘાસ ખાય અને બકરો બદામ ખાય અને બળદના નખરા કરતો જાય કે મારે કેવુ સુખેથી ખાવાનું અને અસલ બદામ ખાવાની રોજ અને બળદ તું કેવા કરમનો કે નસીબ વગરનો કે તારે રોજ કામ કરવાનું અને પાછું સૂકું ઘાસ ખાવાનું. એમ રોજ બળદ થાકીને આવે અને મારે અસલ ખાવાનું અને નવરો રોજ આરામ કરવાનું અને બળદને રોજ કામ કરવાનુ અને સૂકો ઘાસ ખાવાનું બળદને જોઈને બકરો પોતાની જાતને વાલો માનીને નખરા કરતો જાય અને બરડ બરડ બદામ ખાતો જાય અને બળદ પણ વિચારમાંને વિચારમાં સૂકાતો જાય એક દિવસ મુસલમાનની ઈંદ આવી અને બકરાને હલાલ કરી નાખ્યો ત્યારે બળદને સમજાયુ કે હું કામ કરીને ખાતો હતો અને બકરો હરામનો બેઠો બેઠો ખાતો હતો એટલે બળદને સમજાયું કે કામ કરીને ખાવું ભલે જેવુ તેવુ ખાવુ પણ હરામનું બેઠાં બેઠાં ખાંવુ નહીં હરામનું ખાવાથી એક દિવસ આખરે પસ્તાવાનો વારો આવે છે.

(૪) **છોકરો અને ડોશી**

એક છોકરો ઝાડ પર બેસીને પૂરી ખાતો હતો. ત્યાં એક ડોશી આવીને ઝાડ પર બેસેલો છોકરા પાસે પૂરી માંગે છે. ત્યારે છોકરો કહે હાથ નાખું કે પગથી નાખુ. ડોશી કહે પગથી નાખ. છોકરો પગથી પૂરી નાખે એટલે ડોશી છોકરાના પગ પકડીને કોથળામાં પૂરી દે. કોથળો લઈ ડોશી ચાલતાં નીકળી જાય છે. રસ્તામાં ચાલતાં એક તળાવ આવે ડોશીને પાણી પીવાની તરસ લાગે છે. કોથળો મૂકી ડોશી પાણી પાવી માટે જાય છે. ત્યારે બીજા છોકરાઓ કોથળામાંથી છોકરાને બહાર કાઢી દે છે. તે કોથળામાં પથ્થર અને કાંટા ભરી આપે છે. ડોશી પથ્થર ઊંચકીને જાય ત્યારે કાંટાં ખૂચે છે ત્યારે ડોશી કહે લુચ્ચા તું મને ચીમટાં શું ભરે તેને ઘરે જઈને કાઢું. ડોશી કોથળો લઈ ઘરે પહોંચે, કોથળો ખોલીને જૂવે તો કાંટા, પથ્થર નીકળે છે. ફરીવાર બીજા દિવસે ડોશી છોકરા પાશે આવી પૂરી માંગે છે. છોકરો કહે કાલવારી કે બીજી ત્યારે ડોશી કહે બીજી છું, ત્યારે છોકરો પૂછે કે હાથ વડે નાખુ કે પગ વડે. ડોશી કહે પગ વડે. છોકરાને પગ લાંબો કરતા ખેચીને કોથળામાં ભરી દે છે. ઘરે લાવી જૂએ છે ત્યારે છોકરાના લાંબા વાળ હોય છે. ડોશીની છોકરી કહે તમારા વાળ કેવીરીતે લાંબા કરેલા ત્યારે છોકરો કહે સાંબેલામાં કૂટેલાં એટલે ડોશીની છોકરી કહે, સાંબેલામાં મને પણ કૂટી નાખ. છોકરો તેને કૂટવા બેસે છે અને ડોશીને મરઘી લેવા મોકલી આપે છે. ત્યારે છોકરો કૂટતાં કૂટતાં છોકરીને મારી નાખે છે. અને તેના કપડાં પહેરી લે છે. પેલો છોકરો ડોશીની છોકરી બની જાય છે. ડોશીની છોકરીનું શાક બની જાય છે. ડોશી મરઘી લઈને આવે અને મરઘીનું શાક પણ બનાવી

દે છે. ડોશી અને છોકરો ખાવા બેસે ત્યાં એક બિલાડી આવે છે. બિલાડી કહે છે કે ડોશી છોકરીનું શાક ખાય અને ગોવાળિયો મરઘીનું શાક ખાય એમ કહી બિલાડી ડોશીને ચિડવે છે. ત્યારે

છોકરો બિલાડીને ભગાડવા કહે છે. બિલાડી ફરી ડોશીને આવી ચિડવે છે.

**(૫) કિચૂડ કિચૂડ ભોમ ભોમ**

એક હતું શિયાળ. ચતુર અને લૂચ્ચું પણ ખરું. તે રાત આખી ગામમાં વીતાવે. સવાર પડે એટલે સીમમાં આવી જાય.

એક દિવસ શિયાળ એક ઝાડ નીચે આરામ કરી રહ્યું હતું. તે ઝાડ પર વાંદરો બેઠો હતો. શિયાળ સાથે અટકચાળો કરવાનું મન થયું. એટલે શિયાળ પર એક ફળ તોડીને ફેંકયું.

તો પણ શિયાળ કંઈ ન બોલ્યું. ત્યારે વાંદરો કહે–

શિયાળભાઈ ! તું તો સાંજે ગામમાં ને સવારે સીમમાં ચોર જેવો લપાતો છૂપાતો રહે છે.

શિયાળને વિચાર આવ્યો, ''જો આ વાંદરાને આજે પાઠ ન ભણાવું તો મને કાયમ હેરાન કરશે.''પછી શિયાળ વિચારવા લાગ્યું. આ વાંદરાને ડરાવીને ભગાડવો કઈ રીતે?

ત્યાં તો પવનના જોરે બે વાંસ ઘસાયા અને કિચૂડ કિચૂડ અવાજ આવ્યો અને એક ઝાડના થડમાં લક્કડખોદે બાકોરું પાડયું હતું. તેમાં હવા ભરાતાં ભોં ભોં અવાજ આવ્યો.

શિયાળને તો વાંદરાને ડરાવવાનો લાગ મળી ગયો.

તેણે વાંદરાને કહ્યું, વાંદરાભાઈ ! જીવ વહાલો હોય તો ભાગવા માંડ ! અહીં તો કિચૂડ કિચૂડ ભોમ ભોમ ભૂત બોલે છે.

વાંદરાને ડર બતાવી શિયાળ ત્યાંથી ભાગી છૂટ્યું. પછી દૂર ઝાંખરાંમાં છૂપાઈને જોવા લાગ્યું.

વાંદરાએ હિંચકા ખાવાનું બંધ કર્યું. એટલામાં પવન ફૂંકાયો અને કિચૂડ કિચૂડ અવાજ આવ્યો. થોડો વધારે પવન ફૂકાયો એટલે વાંદરાએ ભોમ ભોમ અવાજ પણ સાંભળી લીધો.

આતો જીવનું જોખમ ! આમ બોલી વાંદરો ત્યાંથી ભાગી છૂટ્યો અને દૂર જઈ એક ઝાડ નીચે બેઠો.

ત્યાં ઝાંખરાંમાં એક સસલું બેઠુ હતું તેણે વાંદરાને પૂછ્યું કેમ ? વાંદરા ભાઈ ! ઝાડ પર કૂદા કૂદ કરીને થાકી ગયા કે શું ? આજે ઝાડ છોડીને જમીન પર બેઠાં છો.

ત્યારે વાંદરો કહેવા લાગ્યો સસલાભાઈ મારી પાછળ તો બે ભૂત પડ્યાં છે. એક ઝાડ પર કિચૂડ કિચૂડ તો બીજા પર ભોમ ભોમ !

સસલાને થયું. બિચારો વાંદરો ડરીને ઝાડ નીચે રહેશે તો ભૂખે મરી જશે. માટે મારે મદદ કરવી જોઆએ. એમ વિચારી સસલું વાંદરા સાથે પહોંચી ગયું.

સસલું વિચારવા લાગ્યું - કે આ કિચૂડ કિચૂડ ભોમ ભોમ ને ભગાડવાનો ઉપાય શોધવો પડે. નહીં તો જંગલના બધા જીવોના માથે જોખમ !

પછી સસલાએ શિયાળને માંડીને વાત કરી.

શિયાળે તો બંનેને બરાબર ડરાવ્યાં પછી કહ્યું, ચાલો આપણે સિંહ પાસે જઈને બધી વાત કરીએ.

ત્યાંથી ત્રણે જણા સિંહ પાસે પહોંચી ગયા અને 'કિચડ કિચડ અને ભોમ ભોમ' ભૂત આવ્યું કયાંથી?

આમ કહીને સિંહ ત્રણેની આગળ ચાલવા લાગ્યો અને થોડીવારમાં તો ચારે જણા ભૂતવાળી જગ્યાએ આવી ગયા.

ત્યાં તો ફરી અવાજ આવ્યો.

સિંહ ગભરાયો. એણે પાછળ ફરીને જોયું તો ત્રણે ગાયબ !

''ઓત્તારી...! આતો ભાઈ જીવનું જોખમ !'' આમ બોલીને સિંહ પણ ઊભી પૂંછડીએ નાઠો.

### (૬) તીડનું ઝૂંટ

તીડનું એક મોટું ઝૂંડ ! રહેવાનું તો કંઈ ઠેકાણું નહિ,

જયાં ખેતર દેખાય ત્યાં ઊતરી પડે. ખેતર સફાચર કરે અને આગળ વધે. તે ઝૂંડમાંથી એક તીડ છૂટું પડી ગયું. તીડ ઝૂંડને શોધતું ફરે પણ ઝૂંડ મળતું નથી. એવામાં એક દિવસ તીડને કાગડો મળ્યો.

કાગડાએ તીડને પૂછ્યું, ''તું કયાં ચાલ્યો ?''

તીડતો ઝૂંડ શોધી શોધીને થાક્યું હતુ, તેમાં કાગડો હેરાન કરવા લાગ્યો. એટલે ગુસ્સામાં તીડ કાગડાની એક આંખમાં ડાફૂ માર્યું અને કાગડાની આંખ ફૂટી ગઈ. બિચારો કાગડો કાણો થયો. પછી કાગડો

ઊડતો ઊડતો ગયો અને એક વડ પર જઈને બેઠો. વડદાદાએ જોયું કે કાગડો એક આંખે કાણો થયો છે. એટલે વડદાદાએ કાગડાને પૂછ્યું. તું કાણો કંઈ રીતે થયો.

કાગડાની તો એક આંખ ફૂટી ગઈ છે. તેમાં વડદાદાએ કાણો કહ્યો એટલે કાગડાને ગુસ્સો ચઢ્યો. આખી કાગડાની જમાત ભેગી કરી વડનાં પાન તોડી નાખ્યાં. પછી વડને કહે,

'તીડ તીડિયામાં જાય,
ને કાગડોળો ફૂટે,
વડપાન ઝરે,
ગાય શિંગ મોડે.'

વડનાં બધાં પાન કાગડાએ તોડી નખાવ્યા. એવામાં બપોર હતો છે. આરામ કરવા વડદાદા પાસે એક ગાય આવી. પણ આજે છાંયડો નથી એટલે ગાય વડદાદાને શિંગડું મારી પૂછવા લાગી. તમારા બધાં પાન કયાં ગયા? પાન વગરના વડદાદા ગુસ્સામાં છે. ગાયને કહેઃ

'તીડ તીડિયામાં જાય,
ને કાગડોળો ફૂટે,
વડપાન ઝરે,
ગાય શિંગ મોડે.'

આવું બોલી વડદાદાએ ગાય પર એક ડાળખું ફેકયું અને ગાયનું શિંગડું તૂટી ગયું. ઉનાળાનો બપોર હતો. ગાયને તરસ લાગી એટલે નદીએ પાણી પીવા ગઈ. નદી તો સૂકાઈ ગઈ છે પણ ધરામાં થોડું પાણી હતું. ગાય પાણી પીવા લાગી.ધરાએ જોયું તો ગાયનું એક શિંગડું નથી. એટલે ધરો કહે;

આ કઈ ખાંડીમીંડી પાણી પીએ છે ? ગાયને ધરા પર ગુસ્સો ચઢયો બીજી બે પાંચ ગાયોને બોલાવી અને ધરામાં હતું એટલું પાણી પી ગઈ. પછી ધરાને કહે,

‘તીડ તીડિયામાં જાય,
ને કાગડોળો ફુટે,
વડપાન ઝરે,
ગાયશિંગ મોડે
ધરો ઘટી જ જાય.’

ધરાએ કહ્યું તેમ તરસ્યા મોરનું મો ઝાંખુ પડ્યું, પછી ત્યાંથી ઊડતો ઊડતો જઈ રહ્યો છે. ત્યારે એક મોટાં તુવેરના ખેતરમાં તીડનું ઝૂંડ જોયું. એટલે તીડ ઝાપટવા મોર તુવેરના ખેતરમાં ઊતર્યો.

તુવેરે મોરને જોયો. આજે ઘણો ઝાંખો દેખાયો એટલે મોરને પૂછ્યું- તું આજે સરખો જોતો કેમ નથી? ઘણો ઝાખો દેખાય છે.

તુવેર પૂછવા લાગી એટલે મોરને ગુસ્સો ચઢ્યો. તીડ બધાં તુવેરનાં પાંદડા કતરવામાં પડ્યાં છે. મોરે

તુવેરનાં પાંદડાં એમ જ કતરાવા દીધાં. એક પણ તીડ ખાધું નહિં અને ખેતરમાં ઘણી હોય તેમ ટોપી પહેરીને ઊભેલાં ચડિયાની ટોપી ફેંકી દીધી ! પછી કહે-

'તીડ તીડિયામાં જાય,'
ને કાગડોળો ફૂટે,
વડપાન ઝરે,
ગાય શિંગ મોડે,
ધરો ઘટીજ જાય,
મોર ભૂંડો જ એ રે,
તોર ખોહરીને (તુવેર પાંદડા વગરની)
ઘણી બોડકો જ ! (ઘણી ટોપી વગરનો)

**કહેવતો :**

૧) આતમાં વે તે રાતમાં વે - પૈસા જો હાથમાં હોય તો ગમે ત્યારે કામ પાર પડે.
૨) ઓલો રુળે ને તીતીર ખાય - કામ કોઈ બીજો જ કરે અને તેનું ફળ અન્યને મળે
૩) અઘ લાગે તિયાર ડોંભાર હોધે - આગ લાગે ત્યારે કૂવો ખોદે
૪) ભાભ્યે આંયજાં તે મે ભી આંયજાં - અન્યનું આંધળું અનુકરણ કરવુ

૫) ભાગ્ગી તે ઓળીજ ફાવે. - હોળી સિવાય બીજે ભાગીદારી ન કરવી.

૬) ઢોડયેં કસુટો તાયણો તો તાયણો -

- કોઈપણ કામ કરવા ઢોડિયાભાઈએ હામ ભીડી, પછી તે પુરું કરીને જ જંપે.

૭) ગળતામાં રવાય પુણ બળતામાં નાંય રવાય.

- ઘરમાં છાપરેથી પાણી ટપકતું હોય તો રહેવાય, પણ સળગતા ઘરમાં ન રહેવાય

૯) ગામેં આયખાં ઉલેં રામેં આયખાં

- કોઈ વાતમાં આખું ગામ સંમતિ બતાવે તો તે રામે કહી છે એમ માનવું.

૧૦) ગત તુલી ગાંહડી બાંધુની - પોતાની શક્તિ કે સામર્થ્ય ઓળખીને કામ કરવું.

૧૧) ખાવાની ખાપરીનીં ને રેવાની છાપરી નીં.

- ખાવા માટે કશુ નથી, રહેવા માટે ઘર નથી દારૂણ ગરીબી દર્શાવતી કહેવત.

૧૨) જાતે જાય તે ગાતી બાંધી લાવે.

- કોઈ પણ કામ બીજાને સોપંવું નહીં જાતે જ કામ કરે તો તે ઘણું મેળવી શકે.

૧૩) કાયદાઓ કાકો ને આઢકાઓ આખો.

- અમુક માણસો વાતમાં જ હોશિયાર હોય છે, પણ કોઈ કામ કરતા નથી હોતાં.

**ઉખાંણા :**

| | |
|---|---|
| ૧. માં લટકે અને છોકરા ફરે | - તાળું |
| ૨. વન વગડામાં દાદી હશે | - કપાસ |
| ૩. ગણ તે ગણાય નહિ વીણતા વિનાય નહિ | - તારા |
| ૪. બે બહેન રડી રડીને થાકી ગઈ પણ જોડે નહિ થઈ | - આંખ |
| ૫. લીલ નુંગળ ને લાલ કબ્જો, હીમાં કાલે બટન તી કાજા જાણી જાયા | -તડબૂચ |
| ૬. ઉપર ગોટુ નીચે ઇંડા | -મહુડુ |
| ૭. જેવો ડોસો જાગે તેવો દરમાં હાથ નાંખતો ઉઠે | -ખમીશ |
| ૮. કાળો છોકરો લીલી ટોપી | -તાડ |
| ૯. હાથ નહી, પગ નહી, લુલો બજારમાં જાય | - પૈસા |
| ૧૦. રાજાનાં પેટમાં રાણી, રાણીના પેટમાં પાણી. | -નારિયેર |
| ૧૧. કાળી ગાયનું વાછરડું છૂટે તો કોઈને નહી પકડાય. | - ગોળીબાર |
| ૧૨. માણસો રસો પી જાય અને માંસ ફેંકી દે છે. | - મહુડાનો દારૂ |
| ૧૩. એક દોરડું ફેંક્યું તો બાર બળદ બાંધ્યા. | - કાકળીનો વેલ |
| ૧૪. નદી કિનારે દૂધનું ટીપું | - બગલો |
| ૧૫. જંગલમાં કાળો દોરો ચાલે છે. | - કીડીઓની કતાર |
| ૧૬. વાંકી સીધી કોયલબહેન ત્રણ માથા અને દસ પગ | - હળહાંકતો ખેડૂત |

૧૭. કાળી ખડક, ધોળું પાણી તેમાં નાચે રંભારાણી - છાશ વલોલે તે
૧૮. કાળો ઘોડો કૂદી કૂદીને દાણાં ખાય - શાંભેલું
૧૯. રાત દિવસ ડોસો દેવતા સળગાવે અને ડોસી મોટા મોટા પથ્થરો ફેંકે - ગાજવીજ
૨૦. લીલી ટોપી ને રાતા ડગલાં આવ્યાં રે પરદેશી સગલા ખાય ખાય ને હાય હાય -મરચાં
૨૧. પોલું લાકડું પલક્યું અને ગામ જોવા હલક્યું. -ઢોલ
૨૨. બાવો પાતાળમાં ને દાઢી મારા હાથમાં -ઘડો-દોરડું
૨૩. મારો બળદ આલો ખાય, પાલો ખાય, પાણી પીએ તો મરી જાય -દેવતા (અંગારો)
૨૪. કાળો છે પણ કાગ નહિ , દરમાં પેસે પણ નાગ નહિ
ઝાડ ચઢે પણ વાનર નહિ, છ પગ છે, પતંગિયું નહિ -મંકોડો,
૨૫. ઢીંચણ જેટલી ગાય, નીરે એટલું ખાય - ઘંટી
૨૬. ઉપર માળો અને નીચે ઈંડા -મહુડા
૨૭. નાની ગધેડી ઘૂંટણમાં ગાબણી. -મકાઈનો ડોડો (અડધે ડોડા આવે)
૨૮. ખેતરે જાય ત્યારે ઘર તરફ જૂએ અને ઘરે આવે ત્યારે ખેતર તરફ જોતું આવે.
-હળ (ખાલી હળને ઉધું જોતરવામાં આવે.)
૨૯. મામા સળગે પણ મામાની લંગોટ ન સળગે -પગદંડી
૩૦. પહેલાં આવ્યો વેલજી ડોસો, પછી આવ્યો ફુલજી ડોસો

ત્યાર પછી આવ્યો ટાલિયો ડોસો -કોળું

૩૧. મામો બૂડે, પુણ મામાની પાઘડીનાંય બૂડે -છાશમાં માખણ

૩૨. આઠ પગે, આડો ચાલે, વગર ડોળે ડોળા કાઢે -કરચલો

૩૩. વાંકી ચૂંકી કોતેડી સીધુ પાણી જાય
લેલી તને ધક્કો મારું તું કાદવ ખા - બંદુક

૩૪. જેને ગળું છે પણ માથુ નથી અને જેને ખભો છે પણ હાથ નથી તે
-શર્ટ, ખમીસ,ડગલુ

૩૫. વગર પગે જે ચડે, વગર જીભે ખાય અને પાણી પીવે તો મરી જાય તે શું?
-અગ્નિ, દેવતા

૩૬. ખાતી-પીતી ખૂણામાં જઈ સૂતી -થાળી

૩૭. કાળું છે, પણ કોલસો નતી, લાંબુ છે પણ સાપ નથી,
તેલ ચઢે છે પણ હનુમાન નથી, ફૂલ ચડે છે પણ ભગવાન નથી એ શું હશે? -
માથાના વાળ

૩૮. એક ખાડામાં બે સાપ ઝગડે તે શું હશે? - ખાંડણી અને બે સામેલા

૩૯. આંઠ પગની ઊંટડી અને પીઠ ઉપર પૂંછડી - ત્રાજવા

૪૦. મારી બીકે ચોર ભાગે, લોકો પાળે ચોકી કાજે જાણું.

તેને ના કરું, બોલો બોલો હું કોણ છું. -કૂતરો

**માહિતીદાતા :**

તળાવીઆ ભાણાભાઈ એમ.
નિવૃત-ચેરીટી કમિશ્નર અને એડ્મિનિસ્ટ્રેટર જનરલ ગુજરાત રાજય
માણેક મોતી કોમ્પલેક્ષ, પહેલા માળે, સિવિલ કોર્ટની સામે,
સુરત-ધુલીયા રોડ, બારડોલી -૩૯૪૬૦૧. જી. સુરત
તા. ૨૭-૩-૨૦૧૩, સમય : રાત્રે : ૮ - ૦૦ વાગ્યે

(૧) હળપતિ ધીરુભાઈ છગનભાઈ, ઉંમર : ૪૫ વર્ષ
મુ-પો : ડુંગરી
તા : મહુવા
જિ : સુરત
તા : ૬-૧૧-૨૦૧૨
સમય : સવારે ૯-૦૦ વાગ્યે

(૨) હળપતિ શારદાબેન ભીખુભાઈ, ઉંમર : ૫૦ વર્ષ
મુ-પો : ડુંગરી
તા : મહુવા
જિ : સુરત
તા : ૪-૧૧-૨૦૧૨
સમય : બપોરે ૨-૦૦ વાગ્યે

(૩) હળપતિ : બાબરભાઈ જીવનભાઈ, ઉંમર : ૬૫ વર્ષ
મુ-પો : ડુંગરી
તા : મહુવા
જિ : સુરત
તા : ૭ -૧૧-૨૦૧૨
સમય : બપોરે ૨-૦૦ વાગ્યે

(૪) હળપતિ રામાભાઈ ભીખાભાઈ, ઉંમર : ૬૦ વર્ષ
મુ-પો : ડુંગરી
તા : મહુવા

જિ : સુરત
તા : ૭ -૧૧-૨૦૧૨
સમય : બપોરે ૨-૦૦ વાગ્યે

(૫) હળપતિ લલ્લુભાઈ સુકરભાઈ , ઉંમરઃ ૫૫ વર્ષ
મુ-પો : ડુંગરી
તા : મહુવા
જિ : સુરત
તા : ૪-૧૧-૨૦૧૨
સમય : બપોરે ૨-૦૦ વાગ્યે

(૬) હળપતિ મગનભાઈ પુનિયાભાઈ, ઉંમર ૬૪ વર્ષ
મુ-પો : ડુંગરી
તા : મહુવા
જિ : સુરત
તા : ૪-૧૧-૨૦૧૨
સમય : બપોરે ૨-૦૦ વાગ્યે

(૭) કુલની પટેલ

મ.પો. અનાવલ
તા : મહુવા
જિ: સુરત
તા : ૫-૧૧-૨૦૧૨
સમય : બપોરે ૨-૦૦ વાગ્યે

(૮) મનોજ ચૌધરી
મુ-પો અલગટ
તા - વાલોડ
જિ. તાપી
ઉંમર : ૬૫ વર્ષ

(૯) ચૌધરી રસીકભાઈ કીકુભાઈ
મુ : પાણાફળિયા
પોઃ ડુંગરી
તા : મહુવા
જિ : સુરત

(૧૦) રાઠોડ નવિનભાઈ બચુભાઈ

મુ : શિકેર
તા : વાલોડ
જિ : તાપી
તા : ૨૬-૨-૨૦૧૩, સમય : ૭ : ૪૦ સાંજે
(૧૧) હળપતિ પરેશભાઈ ભરતભાઈ
મુ : વઢવાણિયા
તા : બારડોલી
જિ : સુરત
તા. ૨૬-૨-૨૦૧૩, સમય : ૯-૦૦ સાંજે
(૧૨) હળપતિ સુનિલભાઈ ભરતભાઈ
મુ : વઢવાણિયા
તા : બારડોલી
જિ : સુરત
તા. ૨૬-૨-૨૦૧૩, સમય : ૧૦-૦૦ સાંજે
(૧૩) સુમનભાઈ મુકેશભાઈ

મુ : શિકેર
તા : વાલોડ
જિ : તાપી
તા : ૨૫ ૨-૨૦૧૩, સમય : ૮-૦૦ વાગ્યે સાંજે

(૧૪) રાઠોડ મુકેશભાઈ છોટુભાઈ
મુ : નવાગામ ડિંડોલી હળપતી નિવાસ ઉધના સુરત
તા : ચોર્યાસી
જિ : સુરત
તા : ૨૬-૨-૨૦૧૩, સમય : ૯-૦૦ વાગ્યે સાંજે

(૧૫) રાઠોડ વિશાલભાઈ મફતભાઈ
મુ : શિકેર
તા : વાલોડ
જિ : તાપી
તા : ૨૫-૨-૨૦૧૩, સમય : ૧૦ વાગ્યે સાંજે

(૧૬) હળપતિ અમિતકુમાર રાજુભાઈ

મુ : સેજવાડ
તા : બારડોલી
જિ : સુરત

(૧૭) તા : ૨૭-૨-૨૦૧૩, સમય : ૯-૦૦ વાગ્યે સાંજે
હળપતિ શરાદાબેન ભીખુભાઈ ઉંમર : ૫૦ વર્ષ
મુ-પો : ડુંગરી
તા : મહુવા
જિ : સુરત
તા : ૪-૧૧-૨૦૧૨, સમય : બપોરે ૨-૦૦ વાગ્યે.

**સંદર્ભ :**

(૧) ગુજરાતની આદિજાતિ સંસ્કૃતિ, પ્રકાશક : માહિતી નિયામકની કચેરી, ગુજરાત રાજ્ય, ગાંધીનગર, સંકલન : શ્રી ઉમેશ બાવીસા, પ્રથમ આવૃત્તિ : ૨૦૦૬ મુદ્રક : સરકારી ફોટો લીથો પ્રેસ, દૂધેશ્વર રોડ, અમદાવાદ

લેખક : ડૉ. દેવયાની પૂનાલેકર ૮૩, નંદપાર્ક સોસાયટી રિલાયન્સ ટાઉનશીપ પાસે, સુરત-ડુમસ રોડ, પીપલોદ

(૨) વહી સામાયિક જાન્યુઆરી મે, ૨૦૦૫ તંત્રી કાનજી પટેલમાંથી લીધા છે. પૃ.નં. ૧૦૫, ૧૧૧)

પ્રકાશન : ૧૨, ગાયત્રી સોસાયટી, લુણાવાડા ૩૮૯૨૩૦

મુદ્રણ : પેપર એન્ડ પ્રીન્ટ્સ, વડોદરા

પ્રસ્તુત વિશેષાંક સૌજન્ય : ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર, વડોદરા

(૩) આદિવાસી ગુજરાત પુસ્તકમાં દૂબળાનાં ગીતો

પ્રકાશક : આદિવાસી સંશોધન અને તાલીમકેન્દ્ર, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૩૮૦૦૧૪

ડૉ. ટી. બી. નાયક

(૪) દક્ષિણ ગુજરાતનાં આદિવાસી નૃત્યો

સંકલન : વિક્રમ ચૌધરી, ધીરુ પટેલ, કુલીન પટેલ, મનોજ ચૌધરી

પ્રકાશક : ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર

૬૨, શ્રીનાથ ધામ સોસાયટી, શ્રીનગર સોસાયટી સામે, દિનેશ મિલ પાછળ વડોદરા

ફોન નં. : ૦૨૬૫-૨૩૩૧૯૬૮, ૨૩૫૩૩૪૭

મુદ્રક : શિવમ્ ઑફસેટ, વડોદરા

(૫) ભારતીય ભાષા સર્વેક્ષણ ગુજરાતનાં ગ્રંથમાંથી હળપતિ ભાષા લેખ : સુહાસ ડાભી

પ્રકાશક : ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર

